# आत्म-सिद्धि.



## ભાગ ૧ લો.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ભગવાનદાસ ત્રીભોવનદાસ.**

ઠે. ત્રીજો ભોઈવાડો-મુંબઈ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

શ્રી ભાગ્યોદય પ્રિન્ટિંગ પ્રેસમાં "જેશાલાલ દેવશંકર દવેએ" છાપ્યું ખાડીઆ-અમદાવાદ.

કીંમત રૂા. ૦—૬—૦

॥ શ્રી જિનેન્દ્રાય નમઃ ॥

# આત્મ સિદ્ધિ

## ૧. શ્રીમહાવીર સ્તુતિ.

### ( પુચ્છિસ્સુણં ).

( મૂલ કાવ્ય. )

પુચ્છિસ્સુણં સમણા માહણા ય, આગારિણોયા પરતિત્થિયા ય;
સે કેઇણેગંત-હિયધમ્મમાહુ, અણેલિસં સાહુસમિખયાએ, ૧

ભાવાર્થઃ—પાંચમા ગણધર શ્રી સુધર્મસ્વામી પ્રત્યે, જંબૂસ્વામીએ આ પ્રકારે પૂછયું કે, હે ભગવાન! સાધુ મુનિરાજો, બ્રહ્મચર્યાદિ અનુષ્ઠાન કરનારા બ્રાહ્મણો, ક્ષત્રિયાદિક ગૃહસ્થો અને શાકયાદિક (તાપસાદિક) અન્યતીર્થિયો એ સર્વે મને પૂછે છે કે, તે એકાંત હિતકારક, એના જેવો બીજો કોઇ છે કે નહિ એવો અને દુર્ગતિમાં પડતા જીવોને ધરી રાખે એવો ધર્મ, યથાસ્થિત તત્ત્વજ્ઞાને અથવા સમતાયે કરી કોણે કહ્યો છે? ૧

તે ધર્મ શ્રી મહાવીરદેવે કહ્યો છે, પરંતુ તે મહા-

વીરસ્વામીના ગુણો કેવા હતા ? તે સંબંધી જંબૂસ્વામી પૃચ્છા કરે છે.

( મૂલ કાવ્ય, )

કહં ચ નાણં કહં દંસણં સે, સીલં કહં નાયસુયસ્સ આસી,
જાણાસિણં ભિખુ જહાતહેણં, અહાસુયં બૂહિ જહાણિસંતં. ૨

ભાવાર્થઃ—તે જ્ઞાતપુત્ર ક્ષત્રિય શિરોમણી સિદ્ધાર્થ રાજાના પુત્ર શ્રી વર્દ્ધમાનસ્વામીએ વિશેષ પ્રકારે જણાવનારૂં જ્ઞાન કેવી રીતે સંપાદન કર્યું ? અથ
માન્ય અર્થને જણાવનારૂં દર્શન અને યમ નિય..
આચાર, તેમનો કેવો હતો ? તે હે શ્રી સુધર્મસ્વામિન્ ! આપ સમ્યક પ્રકારે જાણો છો, તે જેમ સાંભળ્યું હોય, સાંભળીને હૃદયને વિષે ધારણ કર્યું હોય અને જેમ દીઠું હોય, તેમ કૃપા કરી પ્રકાસો. ૨

એવી રીતે પૂછવાથી સુધર્મસ્વામી, શ્રી મહાવીર દેવના ગુણો વર્ણવે છે.

( મૂલ કાવ્ય. )

ખેયન્ને સે કુસલે મહેસી, અણંતનાણી ય અણંતદંસી;
જસસ્સિણો ચખુપહઠિયસ્સ, જાણાહિ ધમ્મં ચ ધિઇં ચ પેહી. ૩

ભાવાર્થઃ—તે ચોત્રીશ અતિશયે કરી બિરાજમાન ભગવંત ખેદજ્ઞ એટલે સંસારી જીવોના કર્મ વિપાકથી ઉત્પન્ન થએલા દુઃખને જાણીને, તેમને ઉપદેશ દેઇ તે

દુઃખ ટાળવાને સમર્થ, અથવા ક્ષેત્રજ્ઞઃ એટલે આત્મ સ્વરૂપને જાણુનારા, અથવા ક્ષેત્રજ્ઞઃ એટલે લોક અને અલોકના સ્વરૂપને જાણુનારા, અષ્ટ કર્મરૂપ કુશને છેદનારા અર્થાત્ પ્રાણિયોનાં કર્મને કાપી નાંખવામાં નિપુણ, ઉગ્ર તપશ્ચર્યા કરવાથી અને ગાઢ પરિસહ ઉપસર્ગ સહન કરવાથી મ્હોટા ઋષીશ્વર, તથા છદ્મસ્થના જેવી બુદ્ધિ નહિ, પણ શિઘ્ર બુદ્ધિવાન્, તથા કેવલજ્ઞાન અને કેવલદર્શને કરી યુક્ત એવા ભગવંતને નર, સુર અને અસુર લોકમાં જશ વ્યાપી રહ્યો છે, માટે યશસ્વી તથા લોકોને દૃષ્ટિગોચર અર્થાત્ કેવલજ્ઞાન પછીની અવસ્થાને આશ્રીને ભગવંતને લોકો દેખી શકે છે, અથવા લોકોના અંતર્ગત ભાવને પ્રકાશ કરે છે, માટે ચક્ષુ સમાન; એવા શ્રી મહાવીર દેવ, તેમના સંસારમાંથી ઉદ્ધાર કરનારા શ્રુત ચારિત્ર રૂપ ધર્મને, તથા દેવાદિ કૃત ઉપસર્ગથી પણ ચળે નહિ એવી તેમની ધિરજને હે જંબૂ! તું જાણ અને ઘણી જ સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર. ૩

વળી પણ સુધર્મસ્વામી ભગવંતના ગુણો કહે છે.

( મૂલ કાવ્ય. )

ઉડ્ઢં અહેયં તિરિયં દિસાસુ, તસાય જે થાવર જેહ પાણા;
સે ણિચ્ચણિચ્ચેહિં સમિખ પન્ને, દીવેવ ધમ્મં સમિયં ઉદાહુ. ૪

ભાવાર્થ:—ઊર્ધ્વ, અધો અને તીર્યંચ એ ત્રણે દિશાઓમાં એટલે ચૌદરાજ લોકમાં; જે ત્રસ અને સ્થાવર પ્રાણિયો છે, તેમને પ્રાજ્ઞ એવા ભગવંત શ્રી મહાવીર દેવે કેવલજ્ઞાનવડે નિત્યાનિત્ય ભેદે એટલે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયે કરી, સમ્યક પ્રકારે જાણીને સંસાર સમુદ્રમાં બૂડતા પ્રાણિયોને દ્વીપ સમાન, અથવા સર્વ પદાર્થના ભાવ પ્રગટ કરવાથી દીવા સમાન શ્રુત ચારિત્ર રૂપ સમભાવો ધર્મ ઉપદેશ દેવા યોગ્ય પુરુષો પ્રત્યે કહ્યો છે. ૪

વળી તે ભગવંત કેવા હતા? તે કહે છે.

( મૂલ કાવ્ય. )

સે સવ્વદંસી અભિભૂયનાણી, ણિરામગંધે ધિઇમં ઠિયપ્પા;
અણુત્તરે સવ્વ જગંસિ વિજ્જં, ગંથા અતીતે અભયે અણાઉ. ૫

ભાવાર્થ:—તે ભગવંત સર્વદર્શિ એટલે લોકાલોકના ભાવને દેખનારા, મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાનથી મ્હોટું જે કેવલજ્ઞાન, તે બાવીશ પરિસહને જીતીને પ્રાપ્ત કર્યું છે જેમણે એવા, મૂલોત્તર ગુણ સંયમના પાળનાર, અસહ્ય પરીસહ ઉપસર્ગને સહન કરવાથી ધૈર્યવાન્, સમસ્ત કર્મ નાશ પામવાથી સ્થિત થયો છે આત્મા જેમનો એટલે નિર્મલ આત્મવંત, સર્વ જગત્‌ને વિષે નિરુપમ જ્ઞાનવાન્ અર્થાત્ સર્વ જગત્‌માં રહેલા પદાર્થોને હાથમાં રહેલા આમલાની પેઠે જાણનારા, દ્રવ્યાદિ બાહ્ય ગ્રંથ અને કર્માદિ

અભ્યંતર ગ્રંથ એ બે પ્રકારના ગ્રંથથી રહિત, તથા આલોક ભય, પરલોક ભય, આદાન ભય, અકસ્માત્ ભય, વેદના ભય, અપકીર્તિ ભય અને મરણ ભય; એ સાત પ્રકારના ભયથી રહિત અને દેવતા, મનુષ્ય, તિર્યંચ તથા નારકી એ ચાર ગતિના આઉખાથી રહિત એટલે ખાલી નાંખ્યું છે કર્મ રૂપ બીજ જેમણે એવા શ્રી મહાવીર દેવ હતા. ૫

( મૂલ કાવ્ય. )

સે ભૂઇપન્ને અણિએઅચારી, ઉહંતરે ધીરે અણંતચખુ;
અણુત્તરે તપ્પઇ સૂરિએવા, વઇરોયણિંદેવ તમં પગાસે. ૬

ભાવાર્થ:—વળી તે ભગવંત અનંત જ્ઞાનવાન્ અથવા સર્વ મંગલની વૃદ્ધિમાં કુશલ, અપ્રતિબંધપણે વિહાર કરવાનો છે આચાર જેમનો એવા, સંસાર સમુદ્રને તરનાર, બુદ્ધિયે કરી વિરાજમાન અથવા પરીસહ અને ઉપસર્ગને સહન કરવાને સમર્થ, અનંતા જાણવા યોગ્ય પદાર્થને જાણનારા અથવા અનંત લોકમાં રહેલા પદાર્થને જાણનારા અથવા અનંત લોકમાં રહેલા પદાર્થને પ્રકાશ કરનારા એટલે અનંત જ્ઞાનરૂપ ચક્ષુના ધરનાર; તે સૂર્ય જેમ સર્વથી અધિક તપે છે, તેમ ભગવંત પણ જ્ઞાને કરી સર્વોત્તમ છે. વળી વૈરોચન અગ્નિ, તે જેમ સળગવાથી ઇંદ્રની પેઠે અંધકારને દૂર કરી પ્રકાશ કરે છે, તેમ શ્રી મહાવીર દેવ પણ અજ્ઞાન રૂપ અંધકારને દૂર કરી યથાસ્થિત તત્ત્વને પ્રકાશ કરે છે. ૬

( મૂલ કાવ્ય. )

અણુત્તરં ધમ્મમિણં જિણાણં, ણેયા મુણિ કાસવ આસુપન્ને;
ઇંદેવ દેવાણ મહાણુભાવે, સહસ્સણેતા દિવિણં વિસિઠે. ૭

ભાવાર્થ:—દેવલોકને વિષે ઇંદ્ર જેમ દેવોમાં મહા પ્રભાવવાન્, હજારો દેવોનો નાયક અને વિશિષ્ટ બલ, રૂપ તથા વર્ણાદિકે સર્વોત્તમ છે, તેમ શ્રી રૂષભદેવસ્વામી વિગેરે તીર્થંકરોએ પરૂપેલા સર્વોત્તમ ધર્મનો પ્રકાશ કરનારા કાશ્યપ-ગોત્રી અને કેવલજ્ઞાની એવા શ્રી વર્દ્ધમાનસ્વામી સર્વ થકી ઉત્તમ છે. ॥ ૭ ॥

( મૂલ કાવ્ય. )

સે પન્નયા અખય સાગરેવા, મહોદહિવાવિ અણંતપારે ॥
અણાઇલેયા અકસાઇ ભિખ્ખૂ, સક્કેવ દેવાહિવઇ જુઇમં ॥૮॥

ભાવાર્થ:—તે ભગવંત બુદ્ધિયે કરી અક્ષય એટલે જાણવા યોગ્ય પદાર્થને વિષે કાલથી આદિ અનંત, તથા દ્રવ્ય, ક્ષેત્ર અને ભાવથી અનંત એવી કેવળજ્ઞાન નામે બુદ્ધિ, તેણે કરીને અક્ષય એવા, ઈહાં સર્વ રીતે તેને મળતું આવે તેવા દૃષ્ટાંતના અભાવથી, ફક્ત એકદેશી દૃષ્ટાંત કહીએ છીએ, જેમ સ્વયંભૂરમણ નામે મ્હોટો સમુદ્ર તે વિસ્તીર્ણ, ગંભીર અને નિર્મલ જલવાળો છે, તેમ ભગવંતનું જ્ઞાન પણ વિસ્તીર્ણ, ગંભીર અને કર્મલેશ્યારૂપ મલના અભાવથી નિર્મલ છે. વળી તે ભગવંત કષાય રહિત,

જો કે સમસ્ત અંતરાય કર્મને ક્ષય કરવાથી ત્રૈલોક્યને પૂજ્ય છે, તથાપિ ભિક્ષાયે આજીવિકા કરે છે, પરંતુ અક્ષીણમહનસી પ્રમુખ લબ્ધિને પ્રયુંજતા નથી એવા, તથા જ્ઞાનાવરણાદિ કર્મ બંધનના અભાવથી મુક્ત એવા અનેક ગુણયુક્ત તથા દેવતાનો સ્વામી જે શક્રેંદ્ર, તેની પેઠે તેજસ્વી એવા શ્રી મહાવીર દેવ છે. ૮

( મૂલ કાવ્ય. )

સે વીરિએણં પડિપુન્ન વિરિએ, સુદંસણેવા ણગસવ્વ સેઠે;
સુરાલએવાસિ મુદાગરે સે, વિરાયએ ણેગગુણોવવેએ. ૯

ભાવાર્થ:—તે શ્રી મહાવીર દેવ વીર્ય એટલે રસ, બલ, ધિરજ અને સંઘયણાદિકે કરી સમસ્ત વીર્યાંતરાયના ક્ષય થકી પ્રતિપૂર્ણ વીર્યવાન છે, વળી મેરૂપર્વત જેમ જંબુદ્વીપના મધ્ય ભાગે નાભી તુલ્ય છે અને વળી સર્વ પર્વતોમાં જેમ શ્રેષ્ટ છે, તેમ ભગવંત પણ વીર્યાદિક ગુણોએ કરી સર્વ પ્રકારે શ્રેષ્ટ છે. વળી તે મેરૂપર્વત જેમ સ્વર્ગવાસી દેવોને હર્ષ ઉત્પન્ન કરે છે, તથા સુંદર વર્ણ, ગંધ રસ અને સ્પર્શવડે શોભે છે, તેમ ભગવંત પણ અનેક ગુણોએ કરી શોભે છે. ૯

હવે પૂર્વે કહેલા મેરૂપર્વતનું માન કહે છે.

( મૂલ કાવ્ય. )

સયંસહસ્સાણઉ જોયણાણં, તિકંડગે પંડગ વેજયંતે,
સે જોયણે ણવણવઇસહસ્સે, ઉધ્ધુસ્સિતો હેઠ સહસ્સમેગં. ૧

ભાવાર્થ:-તે મેરૂપર્વત એક લાખ જોજનનો છે, તેમાં એક ભૂમિમય, બીજો સુવર્ણમય અને ત્રીજો વૈડુર્યરત્નમય એવા ત્રણ કાંડ છે, તથા તે મેરૂપર્વતની ટોચ ઉપર પંડક વન આવી રહ્યું છે, તે જાણે તેને ધ્વજા જ હોય નહિ! તેવું દીપે છે. વળી તે મેરૂપર્વત નવાણું હજાર જોજન ઉંચો અને એક હજાર જોજન નીચો ભૂમિમય કંદ રૂપે છે. ૧૦.

(મૂલ કાવ્ય,)

પુઠે ણુભે ચિઠઇ ભૂમિવઠિએ, જં સૂરિયા અણુપરિવટ્ટયંતિ,
સે હેમવન્ને બહુ નંદણે ય, જંસી રઈ વેદયંતિ મહિંદા.૧૧

ભાવાર્થ:-વળી તે મેરૂપર્વત આકાશને ફરશી રહેલો, એટલે વ્યાપી રહેલો છે અને ભૂમિને અવગાહી રહ્યો છે. એ રીતે ઉર્ધ્વ, અધો અને તિર્યકલોકને ફરસાં રહ્યો છે. વળી તે મેરૂપર્વતની આસપાસ અગીયારસેંને એકવીશ જોજનને આંતરે સૂર્ય પ્રમુખ જ્યોતિષી દેવો પ્રદક્ષિણા કરી રહ્યા છે. વળી તે મેરૂ પર્વત તપેલા સુવર્ણના જેવી કાંતિ-વાળો છે અને તે મેરૂપર્વતને રમણિક એવાં નંદનાદિક ચાર વન છે, તેનું વર્ણન કહીએ છીએ.

ભૂમી ઉપર ભદ્રશાલ વન છે, ત્યાંથી પાંચસે જોજન ઉંચા ચઢીએ, ત્યાં મેખલાને વિષે બીજું નંદન વન છે, વળી તે ઉપર સાડીબાસઠ હજાર જોજન ઉંચા ચઢીયે,

ત્યાં ત્રીજું સૌમનસ વન છે, વળી પણ તેના ઉપર છત્રીશ હજાર જોજન ઉંચે શિખર ઉપર ચોથું પંડક વન છે; એ રીતે તે મેરૂપર્વત નંદનાદિક ચાર વન સહિત વિચિત્ર પ્રકારનાં ક્રીડા કરવાનાં સ્થાન યુક્ત છે, જેને વિષે મ્હોટા ઇંદ્રા પણ દેવલોકમાંથી આવીને અધિક રમણીય ગુણવડે રતિસુખને ભોગવે છે. ૧૧

( મૂલ કાવ્ય. )

સે પવ્વએ સદ્દ મહપ્પગાસે, વિરાયઈ કંચણમઠવન્ને,
અણુત્તરે ગિરિસુ ય પવ્વદુગ્ગે, ગિરિવરે સે જલિએવ ભોમે.૧૨

ભાવાર્થ:-વળી તે મેરૂપર્વત ૧ મંદર, ૨ મેરૂ, ૩ મનોરમ, ૪ સુદર્શન, ૪ સ્વયંપ્રભ, ૬ ગિરિરાજ, ૭ રત્નોચ્ચય, ૮ તિલગામ, ૯ લોકમધ્ય ૧૦ લોકનાભી, ૧૧ રત્ન ૧૨ સૂર્યાવત, ૧૩ સૂર્યાવર્ણ, ૧૪ ઉત્તમ, ૧૫ દિશાદિ અને ૧૬ અવતંશ; એ સોલ નામે કરી મહા પ્રકાશવાન શોભે છે. વળી તે મેરૂ સુવર્ણની પેઠે શુદ્ધ વર્ણવાળો, સર્વ પર્વતોમાં પ્રધાન અને મેખલા અથવા દાઢાઓએ કરીને દુર્ગ એટલે વિષમ અર્થાત સામાન્ય પ્રાણિયોને ચઢતાં કઠણ પડે એવો તે ગિરિરાજ, મણિ અને ઔષધિયોએ કરી દેદીપ્યમાન છે; તેથી જમીનની પેઠે ઝલઝલાયમાન થઇ રહ્યો છે.૧૨

( મૂલ કાવ્ય. )

મહીઇ મજ્ઝંમિ ઠિએ ણગિંદે, પન્નાયતે સૂરિય સુદ્ધલેસે,
એવં સિરિએઉ સ ભૂરિવન્ને, મણોરમે જોયઇ અચ્ચિમાલી.૧૩

ભાવાર્થઃ-પૃથ્વીના વચમાં આવેલો જંબુદ્વીપ, તેના મધ્યભાગને વિષે રહેલો સર્વ પર્વતોને વિષે ઇંદ્રિ સમાન જે મેરૂપર્વત, તે સૌમનસ, વિદ્યુત્પ્રભ, ગંધમાદન અને માલ્યવંત એ ચાર દાઢાઓએ કરી શોભીત, પૃથ્વીના સમભૂભાગને વિષે દશ હજાર જોજન વિસ્તારવાળો, ટોચ ઉપર એક હજાર જોજન વિસ્તારવાળો, તથા નીચે દશ હજાર નેવુ અને એક જોજનના અગીઆર ભાગ કરીએ, તેમાંના દશ ભાગ અધિક જોજન વિસ્તારવાળો, ચાલીસ જોજન ઉંચી એવી ચૂલિકા વડે શોભીત અને સૂર્યની પેઠે શુદ્ધ લેશ્યાવંત અર્થાત સૂર્ય સમાન તેજવાળો પ્રકર્ષે કરીને જણાય છે. એ પૂર્વોક્ત શોભાવડે તે મેરૂપર્વત અનેક પ્રકારનાં રત્નોયે કરી બહુ વર્ણો છે, તેથી મનને આનંદ ઉત્પન્ન કરે છે અને સૂર્યની પેઠે પોતાના તેજવડે સર્વ દિશાઓને દીપાવે છે. ૧૩

( મૂલ કાવ્ય. )

સુદંસણસ્સેવ જસો ગિરિસ્સ, પવુચઇ મહતો પવ્વયસ્સ,
એતોવમે સમણે નાયપુત્તે, જાઇ જસો દંસણ નાણ સીલે.૧૪

ભાવાર્થઃ—આ જશ મેરૂ ગિરિરાજ નામે મ્હોટા પર્વતનો કહેવાય છે. એ પૂર્વોક્ત મેરૂ પર્વતની ઉપમાયે શ્રમણ ભગવંત જ્ઞાતપુત્ર શ્રી મહાવીરસ્વામી જાતિયે, જશે, દર્શને, જ્ઞાને અને આચારે કરી એટલે ઉત્તમ જાતિવાળા

લોકોથી, યશસ્વી પુરૂષોથી, કીર્તિવાન લોકોથી, સર્વ દર્શનિયોથી, સર્વ જ્ઞાનીઓથી અને સર્વ સદાચારી પુરૂષોથી ઉત્તમ એટલે પ્રધાન કહેવાય છે. ૧૪

( મૂલ કાવ્ય. )

ગિરિવરેવા નિસહો યયાણું, રૂયએવ સેઠે વલયાયતાણું,
તઉવમે સે જગભૂઇપન્ને, મુણીણ મષભે તમુદાહુ પન્ને. ૧૫

ભાવાર્થ—જંબુદ્વીપ તથા અન્ય દ્વીપોના લાંબા પર્વતોમાં જેમ નિષધ પર્વત સર્વથી મ્હોટો છે, તેમજ ગોળાકાર પર્વતોમાં જેમ રૂચક પર્વત સર્વથી શ્રેષ્ટ છે, તેમ શ્રી મહાવીર દેવ પણ તે ઉપમાયુક્ત એટલે લાંબપણામાં અને ગોલાકારમાં અર્થાત સંઘયણ, સંસ્થાન અને માનોન્માને કરી સર્વથી શ્રેષ્ટ છે. એ પ્રકારે તે ભગવંત શ્રી મહાવીરસ્વામી જગતને વિષે ઘણીજ પ્રસિધ્ધ પ્રજ્ઞાયે કરીને શ્રેષ્ટ કહ્યા છે, તથા સર્વ મુનિયોની મધ્યે તે ભગવંતને સર્વથી ઉત્કૃષ્ટ જ્ઞાનવાન કહ્યા છે. ૧૫

( મૂલ કાવ્ય. )

અણુત્તરં ધમ્મ–મુઇરિઇત્તા, અણુત્તરં ઝાણવરં ઝિયાઇ,
સુસુક્કસુક્કં અપગંડસુક્કં, સંખિદુવેગંતવદાતસુક્કં. ૧૬

ભાવાર્થઃ—તે ભગવંત પ્રધાન ધર્મને પ્રકાશીને સર્વોત્તમ, સુંદર, ઉજ્વલ, દોષરહિત સુવર્ણની પેઠે ઉજ્વળ અથવા પાણીના ફેણ સરખું ઉજ્વળ, તથા શંખ અને

ચંદ્રમા સરખું એકાંત ઉજ્વળ અને સર્વ ધ્યાનમાં પ્રધાન જે શુકલધ્યાન, તેને કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી શ્રી મહાવીર દેવ, યોગ નિરોધને અવસરે સૂક્ષ્મકાયયોગનો નિરોધ કરતા સતા, શુકલધ્યાનનો ત્રીજો ભેદ જે સૂક્ષ્મક્રિયઅપ્રતિપાત નામે અને યોગ રૂંધાયા પછી શુકલધ્યાનનો ચોથો ભેદ, જે વ્યુપરતક્રિય અનિવૃત્ત નામે, એ રીતે બે ભેદે ધ્યાય છે. ૧૬

( મૂલ કાવ્ય. )

અણુત્તરગ્ગં પરમં મહેસીતા, અસેસકમ્મં સ વિસોહઇત્તા,
સિદ્ધિગઈ સાઇમણંત પત્તે, નાણેણ સીલેણ ય દંસણેણ. ૧૭

ભાવાર્થ:—તે મ્હોટા ઋષીશ્વર શ્રી મહાવીર દેવ શૈલેશી અવસ્થાયે શુકલધ્યાનના ચોથા ભેદને અનંતર જ્ઞાનાવરણીયાદિક સમસ્ત કર્મને વિરોધીને એટલે ખપાવીને જ્ઞાન, દર્શન, ચારિત્ર અને ક્ષાયક સમકિતે કરી સર્વોત્તમ એવા લોકના અગ્રભાગે ઉત્કૃષ્ટ સાદિ અનંત એટલે જેની આદિ છે, પણ અંત નથી એવી પાંચમી સિધ્ધિગતિને પામ્યા, અર્થાત મોક્ષગતિમાં ગયા. ૧૭

વળી ઉપમાયે કરી ભગવંતને સ્તવે છે.

( મૂલ કાવ્ય. )

રૂખેસુ ણાએ જહ સામલીવા, જસ્સિં રઇં વેદયંતી સુવન્ના;
વણેસુવા નંદણ—માહુ સેઠં, નાણેણ સીલેણ ય ભૂઇપન્ને. ૧૮

ભાવાર્થ—વૃક્ષોને વિષે જેમ દેવકુરૂ ક્ષેત્રમાં રહેલો શાલ્મલી વૃક્ષ એટલે શીમલાનું ઝાડ પ્રસિદ્ધ છે, જે વૃક્ષને વિષે સુવર્ણકુમાર નામે ભુવનપતિ દેવો બીજે ઠેકાણેથી આવીને રતિસુખને વેદે છે, એટલે રમણ ક્રીડા કરે છે. વળી વનોને વિષે જેમ નંદન વન દેવોનું ક્રીડાસ્થાન હોવાથી શ્રેષ્ટ કહ્યું છે, તેમ કેવલજ્ઞાન અને યથાખ્યાત ચરિત્રે કરી પ્રવૃદ્ધજ્ઞાની શ્રી મહાવીર ભગવંત શ્રેષ્ટ છે. ૧૮

( મૂલ કાવ્ય. )

થણિયંવ સદ્દાણ અણુત્તરેઉ, ચંદોવ તારાણ મહાણુભાવે;
ગંધેસુવા ચંદણ–માહુ સેઠં, એવં મુણીણં અપડિન્ન–માહુ. ૧૯

ભાવાર્થઃ—વળી સર્વ જાતિના શબ્દોને વિષે જેમ મેઘની ગર્જનાનો શબ્દ સર્વોત્તમ છે, તારાને વિષે જેમ ચંદ્રમા પ્રધાન છે, એટલે સર્વ અંધકારને દૂર કરનારી કાંતિથી મનોરમ છે, ગંધવાળી વસ્તુઓમાં જેમ ગોશીર્ષ ચંદન અથવા બાવના ચંદન શ્રેષ્ટ કહ્યું છે. તેમ સર્વ મુનિયોમાં અપ્રતિજ્ઞ અર્થાત્ પ્રતિજ્ઞા રહિત એટલે આલોક પરલોકની આસંકા રહિત એવા ભગવંત શ્રી મહાવીર દેવ શ્રેષ્ટ કહ્યા છે. ૧૯

( મૂલ કાવ્ય. )

જહા સયંભૂ ઉદહીણ સેઠે, નાગેસુવા ધરણિંદ–માહુ સેઠં;
ખોઉદએવા રસવેજયંતે, તવોવહાણે મુણિ વેજયંતે ૨૦

ભાવાર્થ:—સર્વ સમુદ્રોમાં જેમ સ્વયંભૂરમણ સમુદ્ર શ્રેષ્ઠ કહ્યો છે, જેનું પાણી શેલડીના રસ જેવું છે એવો ઈક્ષોદક સમુદ્ર, જેમ રસમાં પ્રધાન અને પોતાના ગુણવડે સર્વ સમુદ્રોને વિષે ધ્વજા સમાન છે, તેમ તપ ઉપધાને કરી મુનિયોમાં પ્રધાન અને ત્રણ જગત્‌ની અવસ્થાને જાણનારા શ્રી મહાવીર પરમાત્મા છે. ૨૦

( મૂલ કાવ્ય. )

હત્થિસુ એરાવણ-માહુ ણાએ, સીહો મિયાણં સલિલાણ ગંગા;
પખિસુવા ગેરૂલે વેણુદેવે, નિવ્વાણવાદીણિહ ણાયપુત્તે. ૨૧

ભાવાર્થ:—હાથીઓમાં ઈંદ્રનું વાહન ઐરાવણ હાથી, મૃગ પ્રમુખ શ્વાપદ જનાવરોમાં સિંહ, ભરતક્ષેત્રની અપેક્ષાયે અનેક જાતનાં પાણીયોમાં ગંગા નદીનું પાણી અને પક્ષીઓમાં ગરુડ પક્ષી અપર નામે વેણુદેવ જેમ પ્રધાન કહ્યા છે, તેમ નિર્વાણ એટલે મોક્ષ અર્થાત્ કર્મ ક્ષય થવાનું છે લક્ષણ જેનું એવા સિદ્ધક્ષેત્રના ઉપદેશકોમાં સિદ્ધાર્થ ક્ષત્રિયના પુત્ર શ્રી વર્દ્ધમાનસ્વામી પ્રધાન કહ્યા છે.૨૧

( મૂલ કાવ્ય. )

જોહેસુ ણાએ જહ વીસસેણે, પુપ્ફેસુવા જહ અરવિંદ-માહુ;
ખત્તીણ સેઠે જહ દંતવક્કે, ઇસીણ સેઠે તહ વદ્ધમાણે. ૨૨

ભાવાર્થ:—યોદ્ધાઓને વિષે જેમ વિશ્વસેન એટલે હાથી, ઘોડા, રથ અને પાયદલવાળી સંપૂર્ણ સેનાવાળો

ચક્રવર્તી પ્રધાન કહ્યા છે, ફુલોને વિષે જેમ અરવિંદ એટલે સૂર્યવિકાશી કમલ પ્રધાન કહ્યું છે અને ક્ષત્રિયોને વિષે જેમ દાંતવાક્ય એટલે જેના વચન માત્રથી શત્રુઓ ઉપશાંત પામે છે એવો ચક્રવર્તિ શ્રેષ્ટ કહ્યા છે, તેમ સર્વ ઋષિઓને વિષે શ્રી વર્દ્ધમાનસ્વામી શ્રેષ્ટ કહ્યા છે. ૨૨

( મૂલ કાવ્ય. )

દાણાણ સેઠં અભયપ્પયાણં, સચ્ચેસુવા અણુવજ્જં વયંતિ.
તવેસુવા ઉત્તમ બંભચેરં, લોગુત્તમે સમણે નાયપુત્તે. ૨૩

ભાવાર્થઃ—જે પોતાના અને પરના કલ્યાણને અર્થે દેવામાં આવે છે તેને દાન કહેવાય છે. તે દાન અનેક પ્રકારનાં છે. તેમાં પણ જીવિતના અર્થિ પ્રાણિયોનું રક્ષણ કરવાથી અભયદાન શ્રેષ્ટ કહ્યું છે. કહ્યું છે કે—

દીયતે મ્રિયમાણસ્ય, કોટિં જીવિતમેવ વા ॥
ધનકોટિં ન ગૃન્હીયાત્, સર્વો જીવિતુમિચ્છતિ ૧

અર્થઃ—જો મરતા માણસને ક્રોડ સોનૈયા, અથવા જીવિત આપવામાં આવે છે, તો તે બેમાંથી ક્રોડ સોનૈયા ન લેતાં, તે જીવિતને જ ઈચ્છે છે. ૧

( મૂલ કાવ્ય. )

ઠિઈણ સેઠા લવસત્તમાવા, સભા સુહમ્માવ સભાણ સેઠા;
ણિવ્વાણ સેઠા જહ સવ્વધમ્મા, ણ ણાયપુત્તા પરમત્થિ નાણી.૨૪

ભાવાર્થઃ—સ્થિતીવાળા લોકોમાં જેમ લવસપ્તમ

દેવો એટલે પાંચ અનુતર વીમાનવાસી દેવો સર્વોત્કૃષ્ટ સ્થિતિવાળા છે. તથા સર્વ સભાઓને વિષે ઘણાં ક્રીડા કરવાનાં સ્થાનક વિગેરે હોવાથી, જેમ સૌધર્મો સભા શ્રેષ્ટ છે અને સર્વ ધર્મોને વિષે, મોક્ષધર્મ જેમ શ્રેષ્ટ છે; તેમ જ્ઞાતપુત્ર શ્રી મહાવીર દેવથી કોઇ ઉત્કૃષ્ટ જ્ઞાની નથી. અર્થાત સ્થિતિવાળા લોકોમાં લવસપ્તમ દેવોથી, સભાઓમાં સૌધર્મો સભાથી અને સર્વ ધર્મમાં મોક્ષધર્મથી જેમ કોઈ શ્રેષ્ઠ નથી, તેમ જ્ઞાતપુત્ર શ્રી વર્દ્ધમાનસ્વામીથી કોઇ પણ ઉત્કૃષ્ટ જ્ઞાની નથી. ૨૪

( મૂલ કાવ્ય. )

પુઢોવમે ધુણુઇ વિગયગેહિ, ન સણ્ણિહિં કુવ્વઇ આસુપન્ને,
તરિતું સમુદ્દં ચ મહાભવોઘં, અભયંકરે વીર અણંતચખુ.૨૫

ભાવાર્થઃ—જેમ પૃથ્વી સકલ વસ્તુને આધારભૂત, તથા સર્વ વસ્તુને સહન કરનાર છે, તેમ ભગવંત પણ સર્વ પ્રાણીયોને અભયદાનથી તથા સદ્ઉપદેશ દેવાથી પ્રાણીમાત્રને આધારભૂત અથવા સર્વ પરિસહ ઉપસર્ગને સહન કરવાથી પૃથ્વી સમાન તથા આઠ પ્રકારનાં કર્મોને દૂર કર્યાં છે જેમણે એવા, તથા બાહ્ય અને આભ્યંતર વસ્તુમાંથી ગયો છે અભિલાષ તે જેમનો એવા, તથા દ્રવ્ય સંનિધિ તે ધન, ધાન્ય દ્વિપદ તથા ચતુષ્પદ અને ભાવ સંનિધિ તે ક્રોધ, માન, માયા અને લોભ એ રીતે બે પ્રકારની સંનિધિને ન કરનાર તથા ઉતાવળી પ્રજ્ઞાવાન, તથા ચાર ગતિરૂપ

ઘણા દુઃખે કરી ભરપૂર એવા ભવના ઓઘ એટલે સમૂહરૂપ સંસાર સમુદ્રને તરીને નિર્વાણપદને પામ્યા છે એવા, તથા પ્રાણિયોને સદુપદેશ આપવાથી પોતાને અને પરને અભયના કરનાર, તથા અષ્ટ પ્રકારનાં કર્મોને વિશેષ પ્રકારે પ્રેરી પ્રેરીને ક્ષય કર્યા છે જેમણે તેથી વીર અને અનંત ચક્ષુવાળા એટલે કેવલજ્ઞાની એવા શ્રી મહાવીર દેવ છે.૨૫

( મૂલ કાવ્ય. )

કોહં ચ માણં ચ તહેવ માયં, લોભં ચઉથં અજ્ઝત્થદોસા,
એઆણિ વંતા અરહામહેસી, ણ કુવ્વઇ પાવ ણ કારવેઇ.૨૬

ભાવાર્થઃ—તે ભગવંત શ્રી મહાવીર દેવ, ક્રોધ, માન માયા તેમજ લોભ, એ ચાર અધ્યાત્મ દોષોને સંસાર વધારવાનાં કારણ જાણી, તેને ત્યાગ કરીને અરિહંત અને મહર્ષિ થયા, તેથી પાપકર્મ એટલે સાવદ્ય અનુષ્ટાન પોતે કરે નહીં, બીજા પાસે કરાવે નહીં અને ઉપલક્ષણથી પાપ કરનારાઓને અનુમોદે પણ નહીં. ૨૬

( મૂલ કાવ્ય. )

કિરિયા કિરિયં વીણઇયાણુવાયં, અન્નાણિયાણં પડિયચ્ચ ઠાણં,
સે સવ્વવાયં ઇતિવેદઇત્તા, ઉવટ્ઠિઓ ધમ્મ સદીહરાયં. ૨૭

ભાવાર્થઃ—ક્રિયાવાદીના એકસોને એંશી, અક્રિયાવાદીના ચોરાશી, વિનયવાદીના બત્રીશ અને અજ્ઞાનવાદીના સડસઠ, એ સર્વે મળીને ત્રણશેને ત્રેસઠ ભેદ થયા. તે પા-

અંદિ દર્શનિયોના ભેદ જાણવા. એ પ્રકારે એ ચારે દર્શનિયોના સ્થાનકને એટલે અંગીકાર કરેલા પક્ષને અથવા દર્શન સ્વરૂપને સમ્યક પ્રકારે જાણીને, તે શ્રી મહાવીર દેવ સર્વ વાદને એ પ્રકારે જાણીને અર્થાત્ ઉન્માર્ગનો ત્યાગ કરીને, ચારિત્રરૂપ ધર્મને વિષે દીર્ઘ રાત્રિ સહિત અર્થાત્ જાવજીવ સૂધી સાવધાનપણે રહ્યા. ૨૭

( મૂલ કાવ્ય. )

સે વારિયા ઇથિ સરાઇભત્તં, ઉવહાણવં દુખ ખયઠીયાએ,
લોગં વિદિતા આરં પારં ચ, સવ્વં પભુવારિય સવ્વવારં. ૨૮

ભાવાર્થઃ—તે ભગવંત રાત્રિભોજન સહિત સ્ત્રી ઉપલક્ષણથી પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન અને પરિગ્રહને પણ નિવારણ કરીને, અષ્ટકર્મરૂપ દુઃખનો ક્ષય કરવાને અર્થે ઉપધાનવાન્ અર્થાત્ તપશ્ચર્યાવડે સુકવી નાખ્યો છે દેહ જેમણે એવા થયા, વળી તે પ્રભુ શ્રી મહાવીર દેવે આલોક તે મનુષ્યલોક અને પરલોક તે નરકાદિક, તેના સ્વરૂપને જાણીને, સર્વ પ્રકારનાં પાપનાં સ્થાનકોને ઘણી વાર નિવારણ કર્યાં. અર્થાત ભગવંતે પોતે પ્રાણાતિપાતાદિકનો નિષેધ કર્યો અને બીજાઓને પણ તે પ્રાણાતિપાતાદિક દુર્ગતિ જવાનાં કારણ છે; એમ દર્શાવી તેથી વિરક્ત કર્યા. ૨૮

હવે સુધર્મસ્વામીએ શ્રી મહાવીરદેવના ગુણોને વર્ણવીને પોતાના શિષ્ય જંબૂસ્વામીને આ પ્રકારે કહ્યું.

( મૂલ કાવ્ય. )

સોચ્ચા ય ધમ્મં અરિહંતભાસિયં, સમાહિયં અથપઓવિસુદ્ધં;
તં સદ્દહંતા ય જણા અણાઉ, ઇંદાવ દેવાહિવાગમિસ્સંતિ
ત્તિબેમિ. ૨૯

ભાવાર્થ:—હે જંબૂ! સમ્યક પ્રકારે કહેલો, તથા કહેવા યોગ્ય એવા જે અર્થ અને પદ એટલે વાચક શબ્દો વડે અતિશે શુદ્ધ, તથા દુર્ગતિમાં પડતા જીવોને ધરી રાખે એવો અને શ્રુત ચારિત્ર રુપ એવો અરિહંત ભાષિત ધર્મ, તેને સાંભળીને તે ધર્મની શ્રદ્ધા કરનાર ઘણા લોકો અનાયુષ્ય થયા. એટલે આયુષ્ય કર્મ રહિત અર્થાત્ આઠ કર્મ ખપાવીને સિદ્ધ થયા અને જે લોકોને કર્મ બાકી રહ્યાં હતાં, તે લોકો સાયુષ્યવાન્ એટલે દેવોના અધિપતિ અથવા ઇંદ્રાદિક થઇને આગામિક (આવતે) કાલે સિદ્ધ થશે. એ રીતે જેવું મેં શ્રી મહાવીરસ્વામી પાસે સાંભળ્યું હતું તેવું તુજ પ્રત્યે કહું છું. ૨૯

॥ ઇતિ શ્રી વીરસ્તુતિ સમાપ્ત ॥

---

## પરચુરણ ગાથાઓ.

---

પંચ મહવ્વય સુવય મૂલં, સમણ મણાઇલ સાહુ સુચિણં;
વેર વિરામણ પજ્જવસાણં, સવ્વ સમુદ્દ મહોદહિ તિથં. ૧

તિથંકરેહિં સુદેસિય મગ્ગં, નરગ તિરિય વિવજ્જિય મગ્ગં;
સવ્વ પવિત્ત સુનિમ્મિય સારં, સિદ્ધિ વિમાણ અવંગુય દારં. ૨
દેવ નરિંદ નમંસિય પૂઇયં, સવ્વ જગુત્તમ મંગલ મગ્ગં;
દુદ્ધરિસં ગુણ નાયક-મેક, મોખ પહસ્સ-વડંસગ ભૂયં. ૩
દેવ દાણવ ગંધવ્વા, જખ રખસ કિન્નરા;
બંભયારિં નમંસંતિ, દુક્કરં જે કરંતિ તે. ૪
એસ ધમ્મે ધુવે ણિયએ, સાસએ જિણદેસિએ;
સિઝા સિઝંતિ ચાણેણં, સિજ્ઝિસ્સંત તહાવરે ત્તિબેમિ ૫
અરિહંત સિદ્ધ પવયણ, ગુરુ થેર બહુસુયેતવસ્સીસુ.
વછ્છલયા ય તેસિં, અભિખ નાણોવઓગે ય. ૬
દંસણ વિણય આવ—સ્સએ ય સીલવ્વયે નિરઇયારે;
ખણલવ તવ ચ્ચિયાએ, વેયાવચ્ચે સમાહીએ. ૭
અપુવ્વ નાણગ્ગહણે, સુયભત્તી પવયણે પભાવણયા;
એએહિં કારણેહિં, તિથયરત્તં લહઇ જીવો ૮
જિણવયણે અણુરત્તા, જિણવયણં જે કરંતિ ભાવેણં,
અમલા અસંકિલિઠા, તે હુંતિ પરિત્તસંસારે. ૯
એવં ખુ નાણિણો સારં, જં ન હિંસઇ કિંચણં,
અહિંસા સંજમં ચેવ, એતાવંતિ વિયાણિયા. ૧૦
જાઈં ચ વુઢ્ઢિં ચ ઇજ પાસં, ભૂતેહિં જાણે પડિલેહ સાયં;
તમ્હાતિવિજ્જો પરમંતિણચ્ચા, સમ્મત્તદંસી ણ કરેઇ પાવં. ૧૧
ઉમુચ્ચ પાસ ઇહ મચ્ચિએહિં, આરંભજીવી ઉભયાણુપસ્સી,
કામેસુ ગિદ્ધાણિ ચયં કરંતિ, સંસિચ્ચમાણા પુણરેંતિ ગબ્ભં. ૧૨

સવણે નાણે ય વિન્નાણે, પચ્ચખાણે ય સંજમે,
અણ્હનએ તવે ચેવ, બોદાણે અકિરિઆ સિદ્ધિ. ૧૩.
સારં દંસણ નાણં સારં તવ નિયમ સંજમં સીલં,
સારં જિણવર ધમ્મં સારં સંલેહણા મરણં. ૧૪
કલ્લાણકોડિ જણણી, દુરંત દુરિયારિ વગ્ગણી ઠવણી,
સંસાર જલ હિ તરણી, એગં ચ હોઇ જીવદયા. ૧૫
આરંભે નથી દયા મહિલા સંગેણ નાસએ બંભં,
સંકાએ સમ્મત્તંનાસઈ પવ્વજા અથ ગહણેણં. ૧૬
મજં વિસય કસાયા નિદ્દા વિકહા ય પંચમી ભણિયા;
એ એ પંચ પમાયા જીવં પડંતિ સંસારે. ૧૭
લબ્ભંત વિમલા ભોએ, લબ્ભંતિ સુરસંપયા;
લબ્ભંતિ પુત્ત મિત્તં ચ, એગો ધમ્મો ન લબ્ભઇ. ૧૮
એગો—હું નથી મે કોઇ, નાહ—મન્નસ્સ કસ્સઇ;
એવં અદીણમણસો, અપ્પાણ—મણુસાસઈ. ૧૯
એગો મે સાસઉ અપ્પા, નાણદંસણસંજુઓ;
સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગ લખણા. ૨૦
નવિ સુહી દેવતા દેવલોએ, નવિ સુહી પુઢવિ પઇરાયા,
નવિ સુહી સેઠ સેણાવઈણં, એગંત સુહી મુણિ વીયરાગી.૨૧

# ૨. શ્રી પાંચ પદની મોટી વંદણા.

## [ પાંચ મોટા ખામણા ].

---

### પહેલી વંદણા.

શ્રી અરિહંતદેવજી મહારાજે ત્રીજે ભવે વીસ બોલમાંના બોલનું સેવન કરી તીર્થંકર ગોત્ર બાંધી ત્રણ જ્ઞાન સહિત ચૌદ સ્વપ્ન આપી માતેશ્વરીની કૂખે અવતાર લઇ શુભ વિરિયામાં જન્મ લીધો. ચોસઠ ઇંદ્રે મળી મેરૂ પર્વત પર મહોત્સવ કર્યો. તેમનું વજ્રઋષભ નારાચ સંઘેણુ, અનંત બળ અને સમચોરસ સંઠાણુ હતું. તેઓ એક હજાર અષ્ટ ઉત્તમ લક્ષણવાળા, રોગ રહિત હતા. તેમનું રૂપ ઇંદ્રથી પણ અધિક હતું, અને તેજ સૂર્યથી પણ વધારે હતું. ચંદ્રમાંથી અધિક શીતળતા હતી; લોહી, માંસ ગાયના દૂધથી પણ ઉજવળ હતા; શ્વાસોશ્વાસમાં ઉત્પળ કમળના જેવી સુગંધી હતી; નખ અને કેસ શોભાયમાન, હદથી જ્યાદે વધે નહિ તેવા, અને પરમ પુણ્યના ધણી હતા. તેમના શરીરની ઉંચાઇ જઘન્ય સાત હાથની અને ઉત્કૃષ્ટિ પાંચસો ધનુષ્યની હતી. તેમનું આયુષ્ય જઘન્ય બહોંતેર વર્ષનું અને ઉત્કૃષ્ઠુ ચોરાશી લાખ પૂર્વનું હતું. તેઓ ચોસઠ ઇંદ્રના પૂજનિક હતા. તેમણે ભોગાવળી કર્મ ઉદાસ પ્રણામે ભોગ-

ધ્યા, અને છેવટે વરસી દાન દઇ સંસારનો ત્યાગ કર્યો; દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવ થકી ચારે પ્રકારનો પ્રતિબંધ કર્યો; અને આરંભ પરિગ્રહ સર્વ સાવદ્ય જોગનો ત્રણ કર્ણ અને ત્રણ જોગે ત્યાગ કર્યો.

જે વખતે પ્રભુને મનઃપર્યવ જ્ઞાનની પ્રાપ્તિ થઇ, તે વખતે મહા દુષ્કરમાં દુષ્કર, અનુકૂળ પ્રતિકૂળ, મનુષ્ય તિર્યંચ અને દેવતા સંબંધીના પરિસ્સા સહન કર્યાં, અને મહા કઠણ બારે પ્રકારની તપશ્ચર્યા કરી, સત્તર ભેદે સંજમ પાળી, શાન્ત, દાન્ત, ક્ષમા સાગર, કરૂણાના ભંડાર, સમદૃષ્ટિ, મેરૂની પેરે અચળ, આત્માને વશ કરી, મન-વચન કાયાએ શુકલ ધ્યાન ધ્યાતા, ક્ષપકશ્રેણી વિચારતા ઘનઘાતી કર્મ ક્ષય કર્યાં, અને કેવળી થયા-અનંત, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના-જાણકાર થયા. તેમનાથી તલ માત્ર, રેખમાત્ર અને પરમાણુ માત્ર છાનું રહે નહિ, તેઓ સકળ ચરાચર વસ્તુના જાણ, આઠ પ્રતિહાર્ય, ચોત્રીસ અતિશય સહિત ભવ્ય જીવના ઉદ્ધારને માટે, દુર્ગતિ પડતાં ભવ્ય પ્રાણીને તારવાને માટે, આશ્રવદ્વારનું નિવારણ કરી, સંવર દ્વારના બંધારણ માટે, જગત્ ગુરૂ, જગત્ બંધવ, જગત્ ઇશ્વર, જગત્ આલંબન, જગત્ દીપક, ધર્મચક્રી, ધર્માત્મા, જગત્ જીવન, જગત્ વાલેસર, અનાથના નાથ, અશરણના શરણ અતારણના ત્રાતા, ભવ્ય જીવને આનંદ, આલ્હાદ-હર્ષના ઉપજાવણહાર, ગંધ હસ્તી સમાન, ત્રણસેં પાંસઠ પાખંડીના

માનના મર્દનહાર, પરમ નિર્યામીક, પરમ વૈદ્ય, પરમ ગારૂડી, પરમેશ્વર, દીનબંધુ, દીનદયાળ, દીનાનાથ, છકાયના પાલનહાર, બારે જાતની પ્રષદામાં બેસી અમૃતથી પણ અધિક મીઠાશવાળી વાણીથી એકાંત સત્ય, નિર્વદ્ય ઉપદેશ દેવા લાગ્યાઃ—

અહો ભવ્ય પ્રાણીઓ ! કોઈ જીવને હણશો નહિ, હણશો તો હણાવું પડશે ! કોઇ જીવને છેદશો નહિં, છેદશો તો છેદાવું પડશે ! કોઈ જીવને ભેદશો નહિં, ભેદશો તો ભેદાવું પડશે ! જે પ્રમાણે કર્મ બાંધશો, તે પ્રમાણે ભોગવ્યા વિના છૂટકો નથી. એ પ્રમાણે એકાંત પરોપકારણી વાણી જોજન સુધી સંભળાય; આ વાણી આર્ય–અનાર્ય, મનુષ્ય, પશુ, દેવતા અને સર્વ નિઃસંદેહ સમજી શકે. એ વખતે કોઇને વૈરવિરોધ કિંચિત્‌માત્ર પણ ઉત્પન્ન થાય નહિં, સાંભળતાં અરૂચી આવે નહિ. આવા ઉપદેશથી ચક્રવર્તિ, બળદેવ, અને વાસુદેવાદિકના મનનું માન ગળી જાય અને સંસાર પ્રત્યે ઉદાસભાવ ઉત્પન્ન થાય. તે વખતે કોઇ સમદ્રષ્ટિ થાય, કોઇ શ્રાવકપણું ધારણ કરે, અને કોઇને સંજમ ગ્રહણ કરાવી, ધર્મરૂપી નાવમાં બેસાડી મોક્ષરૂપી બંદરે પહોંચાડે છે. પુણ્યના અતિશયથી ભામંડળ ઉદ્યોત કરી રહ્યો છે, વૃક્ષ શીતળ સુખકારી છાયા આપે છે, અને પચીસ જોજન સુધી સુગંધ વ્યાપી રહી છે, એવા જઘન્ય વીસ તીર્થંકર, અને ઉત્કૃષ્ટા એકસો સીત્તેર હોય છે, તેમાં

વર્તમાનકાળે વીસ વીહરમાનજી મહાવિદેહ ક્ષેત્રમાં કયાં કયાં અને કોણ કોણ વિચરે છે, તે કહે છે.—

૧. શ્રી મંદિરસ્વામી, ૨. શ્રી જુગમંદિર સ્વામી. ૩ શ્રી બાહુજી સ્વામી, અને ૪ શ્રી સુબાહુજી સ્વામી, એ ચાર તીર્થંકર શ્રી જંબુદ્વીપના સુદર્શન નામે મેરૂ પાસે વિચરે છે.

૫ શ્રી સુજાત સ્વામી, ૬ શ્રી સ્વયંપ્રભુ સ્વામી, ૭ શ્રી રિખભાનંદ સ્વામી. ૮ શ્રી અનંતવીર્ય સ્વામી, એ ચાર ધાતકીખંડના પૂર્વ મહાવિદેહમાં વિજય નામે મેરૂની પાસે વિચરે છે.

૯ શ્રી સુરપ્રભુ સ્વામી, ૧૦ શ્રી વિશાળપ્રભુ સ્વામી, ૧૧ શ્રી વજ્રધર સ્વામી, ૧૨ શ્રી ચંદ્રાનંદ સ્વામી, એ ચાર તીર્થંકર ધાતકી ખંડના પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં અચળ નામે મેરૂની પાસે વિચરે છે.

૧૩ શ્રી ચંદ્રબાહુ સ્વામી, ૧૪ શ્રી ભુજંગજી સ્વામી, ૧૫ શ્રી ઇશ્વરજી સ્વામી, અને ૧૬ શ્રી નેમેશ્વરજી સ્વામી એ ચાર તીર્થંકર પુંકરાર્ધના પશ્ચિમ મહાવિદેહમાં વિદ્યુત-માલી નામના મેરૂની પાસે વિચરે છે.

એવા શ્રી અરિહંત ભગવાન ઉત્કૃષ્ટા ૧૭૦ તેમાં વર્તમાન કાળે જે વિચરતા હોય તે દિનદયાળ મહારાજનો અવિનય, આસાતના, કરી હોય તો હાથ જોડી, માનમોડી તિખુત્તોનો પાઠ ૧૦૦૮ વાર ભણી ખમાવું છું.

હે સ્વામી! આપ મંગળીક છો, ઉત્તમ છો, આપનો આ ભવે, પરભવે, અને ભવોભવે શરણો હોજો.

## બીજી વંદણા.

નમો સિદ્ધાણં—નમો એટલે નમસ્કાર હોજો, સિદ્ધાણં કહેતા, જેમના હરેક કાર્ય સિદ્ધ થયા, કોઇ કાર્ય બાકી રાખ્યો નહિ, તે સિદ્ધ ભગવંતજી મહારાજ ક્યાં છે ? તો કે, સમ પૃથ્વીથી સાતસેં જોજન ઉંચે જાય ત્યારે તારામંડળ આવેં ત્યાંથી દસ જોજન ઉંચે જાય ત્યારે સુરજનું વિમાન આવે, ત્યાંથી એંશી જોજન ઉંચે જાય ત્યારે ચંદ્રમાનું વિમાન આવે, ત્યાંથી ચાર જોજન ઉંચે જાય ત્યારે અઠ્ઠાવીસ નક્ષત્રના માળા આવે, ત્યાંથી ચાર જોજન ઉંચે જાય ત્યારે બુદ્ધનો તારો આવે, ત્યાંથી ત્રણ જોજન ઉંચે જાય ત્યારે શુક્રનો તારો આવે, ત્યાંથી ત્રણ જોજન ઉંચે જાય ત્યારે મંગળનો તારો આવે, ત્યાંથી ત્રણ જોજન ઉંચે જાય ત્યારે શનિશ્ચરનો તારો આવે, એમ નવસેં જોજન સુધી જ્યોતિષ ચક્ર છે, ત્યાંથી અસંખ્યાતા જોજન કોડાકોડી ઉંચપણે પહેલું સુધર્મા ને બીજું ઇશાન નામે દેવલોક છે. અકેકુ અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. પહેલામાં બત્રીસ લાખ ને બીજામાં અઠ્ઠા-

વીશ લાખ વિમાન છે; ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચાં-પણે ત્રીજું સનત્કુમાર અને ચોથું મહેંદ્ર નામે દેવલોક છે, એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. ત્રીજામાં બાર લાખ ને ચોથામાં આઠ લાખ વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે પાંચમું બ્રહ્મલોક નામે દેવલોક છે, તે એકલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં ચાર લાખ વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે છઠું લંતક નામે દેવલોક છે, એકલું પુર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં પચાસ હજાર વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે સાતમું મહાશુક્ર નામે દેવલોક છે. તે એકલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં ચાલીસ હજાર વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે આઠમું સહસાર નામે દેવલોક છે, એકલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં છ હજાર વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે નવમું આણુત ને દશમું પ્રાણુત નામે દેવલોક છે એ બે જોડાજોડ છે. એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. બેમાં મળીને ચારસેં વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે અગ્યારમું આરણુ ને બારમું અચ્યુત એ બે દેવલોક જોડાજોડ છે. એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. બેમાં મળીને ત્રણસો વિમાન છે; ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે નવ ગ્રૈવેયક છે, તેનાં

નામઃ—૧ ભદ્દે, ૨ સુભદ્દે, ૩ સુજાએ, ૪. સુમાણસે, ૫. પ્રિયદંસણે, ૬ સુદંસણે, ૭ આમોહે, ૮. સુપડિબદ્ધે અને ૯ જસોધરે. પહેલી ત્રીકમાં એકસો અગીઆર વિમાન છે. બીજી ત્રીકમાં એકસો સાત વિમાન છે. ત્રીજી ત્રીકમાં એકસો વિમાન છે, ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે પાંચ અનુત્તર વિમાન છે. તેનાં નામઃ—૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજીત સર્વાર્થસિદ્ધ. ચોરાશી લાખ સત્તાણુ હજાર તેવીસ વિમાનમાં આ વિમાન મોટા છે, ચાર વિમાન ચારે દીશાપર છે, અને અર્ધ ચંદ્રાકાર પ્રમાણે અસંખ્યાત કોડાકોડ જોજનના લાંબા પહોળા છે. વચ્ચે સર્વાર્થસિદ્ધ વિમાન છે તે એક લાખ જોજનનું લાંબુ પહોળુ છે; અને સંપૂર્ણ ચંદ્રમાને આકારે છે. મેહેલ અગ્યારસો જોજન ઉંચા છે. તે મહેલમાં વચ્ચે એક મોટો ચંદરવો બાંધેલો છે, ને તેની વચ્ચોવચ બસો ત્રેપન મોતીનો ઝુમખો છે. તે ઝુમખા વચ્ચેના એક મોતીના ચોસઠ મણુકા છે; તેની પાસે ચાર મોતી છે તેને બત્રીસ બત્રીસ મણુકા છે; તેની પાસે આઠ મોતી છે તેને સોળ સોળ મણુકા છે; તેની પાસે સોળ મોતી છે, તેને આઠ આઠ મણુકા છે; તેની પાસે બત્રીશ મોતી છે તેને ચાર ચાર મણુકા છે, તેની પાસે ચોસઠ મોતી છે તેને બબે મણુકા છે, તેની પાસે એકસો અઠ્ઠાવીસ મોતી છે તેને એક એક મણુકો છે, એમ સર્વ મળી બસે ત્રેપન મોતીનો મહા શોભાયમાન ઝુમખો લટકી

રહ્યો છે. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ચારે તરફ સુગંધી અને સુખકારી પવન વાય છે; જેથી મોતી સામસામા અથડાય છે, ને તેમાંથી છ રાગ અને છત્રીસ રાગણી નીકળે છે! જેમ ભવનપતિ અને વાણ વ્યંતરની દેવી હાથમાં વીણા લઈને મધુર કંઠથી સોગરહિત અને હર્ષ સહિત ગાયન ગાય તેથી પણ વધારે મધુર રાગ નીકળે છે. સંસારના સર્વ પુદ્દગલીક સુખથી ત્યાં અનંતગણુ સુખ છે. ત્યાં સર્વને તેત્રીસ હજાર વર્ષમાં ફક્ત એક જ વખત આહાર કરવાની ઇચ્છા ઉપજે છે ત્યાં સર્વ દેવતા જ્ઞાન–ધ્યાનમાં તલ્લાલીન બની રહ્યાં છે, મનમાં કોઈ જાતનો સંદેહ ઉત્પન્ન થાય તો ભગવંતજીને વંદણા નમસ્કાર કરીને પ્રશ્ન પૂછે છે, તેનો જવાબ ભગવંતજી મનથી જ ફરમાવે છે. જે દેવતા સમજી જાય છે. આવા મોટા પુણ્યના ધણી આવી સંપદા તપ અને સંજમના પ્રતાપથીજ પામ્યા છે. જે ભવી જીવ આવી કરણી કરશે તે આવું સુખ પામશે. આવા સર્વાર્થ સિદ્ધ મહા વિમાનના ધ્વજાથી બાર જોજન ઉંચે મુક્તિશિલા છે. તે મુક્તિશિલા પીસ્તાલીસ લાખ જોજનની લાંબી, પહોળી ગોળાકાર છે, મધ્યે આઠ જોજનની જાડી છે, ઉતરતા છેડે માંખીની પાંખ થકી પણ અધિક પાતળી છે, ગોખીર, શંખ, ચંદ્ર, અંકરત્ન, રૂપાના પટ, મોતીના હાર ને ક્ષીરસાગરનાં પાણીથી પણ અધિક ઉજળી છે. તે સિદ્ધ શિલા ઉપર એક જોજનના છેલ્લા ગાઉના

છઠ્ઠા ભાગને વિષે શ્રી સિદ્ધ ભગવંતજી બિરાજી રહ્યા છે. તે સ્વામી કેવા છે? અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ, અવિનાશી, ભૂખ નહિ, દુઃખ નહિ, રોગ નહિ, સોગ નહિ, જન્મ નહિ, જરા નહિ, મરણ નહિ, કાયા નહીં, કર્મ નહિ, અનંત અનંત સુખની લહેરમાં બિરાજી રહ્યા છે; તમે સ્વામી ત્યાં બિરાજો છો, હું અપરાધી, દીન, કીંકર, ગુન્હી અહીં બેઠો છું. આપના જ્ઞાન, દર્શન, સંબંધી અવિનય, આશાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન અને કાયાએ કરી ભૂજો ભૂજો કરી ખમાવું છું.

## ત્રીજી વંદણા.

નમો આયરિયાણં—નમો કહેતા નમસ્કાર હજો, આયરિયાણં કહેતા આચાર્યજી મહારાજને. તે આચાર્યજી મહારાજ, ૧ જ્ઞાનાચાર, ૨ દર્શનાચાર, ૩ ચારિત્રાચાર, ૪ તપાચાર, ૫ વીર્યાચાર. એ પાંચ આચારના પાળનારા છે.

આઠ દોષ અને ચૌદ અતિચાર રહિત, યથાયોગ્ય વસ્તુ દેખે. જીવાદિ નવ પદાર્થ તથા અંગ ઉપાંગાદિક ઉપકાર નિમિત્તે જ્ઞાન ભણે, અને બીજાને ભણાવે તેને જ્ઞાન આચાર કહે છે.

પચીસ પ્રકારના મિથ્યાત્વનું સ્વરૂપ બતાવે, ક્રિયાવાદી,

અક્રિયાવાદી, અજ્ઞાનવાદી, વિનયવાદી, ત્રણુસે ત્રેસઠ પાખં-ડીનું સ્વરૂપ બતાવી મિથ્યાત્વનો ભ્રમ વગેરે દૂર કરે તેને દર્શન આચાર કહે છે.

સંસાર સમુદ્રનું સ્વરૂપ બતાવે તે સંસાર સમુદ્ર કેવો છે તો કે રત્નાગર સાગરમાં જેમ પાણી છે, તેમ સંસાર-રૂપી સમુદ્રમાં મોહિની કર્મરૂપી પાણી છે; રત્નાગર સમુદ્રમાં જેમ કાંદો છે તેમ સંસારમાં કામભોગરૂપી કાંદો છે; રત્ના-ગર સાગરમાં જેમ ચાર પાતાળ કળસ છે, તેમ સંસારમાં ચાર કષાયરૂપી પાતાળ કળસ છે, રત્નાગર સાગરમાં જેમ નાના મચ્છને મોટા મચ્છ ગળી જાય છે, તેમ સંસાર સમુદ્રમાં સબળો નબળાને ગળી જાય છે; રત્નાગર સાગરમાં જેમ નાના મોટા મગરમચ્છ વગેરે રહે છે, તેમ સંસાર સમુદ્રમાં દીકરા–દીકરી, ભાઇ, જમાઇ વગેરે રહે છે: રત્ના-ગર સાગરમાં જેમ મોટા ડુંગરા છે, તેમ સંસાર સમુદ્રમાં આઠ કર્મરૂપી મોટા ડુંગરા છે; રત્નાગર સાગરમાં જેમ શંખ શંખલા વગેરે છે, તેમ સંસાર સમુદ્રમાં ત્રણુસે ત્રેસઠ પાખંડીરૂપ ધર્મ છે; રત્નાગર સાગરમાં જેમ હીરા, માણેક મોતી છે તેમ આ સંસાર સમુદ્રમાં સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકા છે; રત્નાગર સાગરમાં જેમ કોઠો છે, તેમ આ સંસાર સમુદ્રમાં મોક્ષ રૂપી કોઠો છે; રત્નાગર સાગરમાં જેમ અગ્નિ છે, તેમ આ સંસાર સમુદ્રમાં ક્રોધરૂપી અગ્નિ છે.

રત્નાગર સાગરમાં જેમ જહાજ છે, તેમ આ સંસાર સમુદ્રમાં સમક્તિરૂપી જહાજ છે અને તે સમક્તિરૂપી જહાજમાં પંચમહાવ્રતરૂપી પાટીયાં છે, સત્તર ભેદે સંજમરૂપી નાવ છે, ધ્યાનરૂપી ધજા છે, જ્ઞાનરૂપી કિનારો છે, વૈરાગ્ય ભાવરૂપી વાયરો છે, સંતોષરૂપી મૂળ છે. એવી જહાજમાં બેસી અનંતા જીવ સંસાર સમુદ્રમાંથી તર્યા, સંખ્યાતા જીવ તરે છે, અનંતા જીવ તરશે; એવું જાણી ચારિત્ર અંગિકાર કરું, બીજાને ચારિત્ર અંગીકાર કરાવે, પાંચ મહાવ્રત પાળે પળાવે; પાંચ સુમતી, ત્રણ ગુપ્તિ, નવ વાડ બ્રહ્મચર્ય પાળે–પળાવે, પાંચ ઇંદ્રિ જીતે–જીતાવે, ચાર કષાય ટાળે–ટળાવે તેને ચારિત્ર આચાર કહે છે.

બાર પ્રકારની તપશ્ચર્યા તેમાં ૧ અણુસણ, ૨ ઉણોદરી, ૩ ભિક્ષાચરી, ૪ રસ પરિત્યાગ, ૫ કાયાકલેશ અને ૬ પડિસલીનતા એ છ બાહ્ય, અને ૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ સજ્ઝાય, ૫ ધ્યાન અને ૬ કાયોત્સર્ગ એ છ અભ્યંતર મળી બારે પ્રકારે તપ કરે, બીજાને તેમ કરવાનો ઉપદેશ આપે અને શક્તિ પ્રમાણે તપ કરાવે તેને તપ આચાર કહે છે.

જ્ઞાન–ધ્યાન, તપ–જપ અને વ્રતને વિષે ઉદ્યમ કરે, અને બીજાને ઉપદેશ દે, કે અહો ભવ્ય પ્રાણી! સંસારમાં પત્થર ફોડયા, કાષ્ટ ફાડયા, ભાર ઉપાડયો વગેરે ઘણું કષ્ટ સહન કર્યું; ભૂખ, તૃષા, શીત–ઉષ્ણાદિક ઘણાં પરિસ્સાહ

સહન કર્યો, મરણુની સામે થયો, પણ ઘણાં કર્મ બંધન કરી ચાર ગતિ અને ચોવીસ દંડકમાં ફરતા ફરતા કયાંય શાન્તિ મળી નહિ, માટે ધર્મધ્યાન કરો, પંડિત વીર્ય, તથા બાલ પંડિત અંગિકાર કરો, બાલ વીર્ય ત્યાગ કરો, જેથી રોગ-શોગ, કલેષ, ઉચ્ચાટ, જન્મ-મરણુ એ સર્વ દુઃખ દૂર થશે. એવો ભલો હીતકારી ઉપદેશ આપી, ધર્મનો ઉદ્યોત કરાવે તેને વીર્ય આચાર કહે છે.

એવા ભદ્રિક પરિણામી પરમપૂજ્ય કલ્પનીક અચેત વસ્તુના ગ્રહણહાર, સચેતના ત્યાગી, વૈરાગી, મહાગુણી, ગુણના અનુરાગી, શ્રી આચાર્યજી મહારાજનો અવિનય, આસાતના કરી હોય તો હાથ જોડી, માન મોડી ત્રણવાર તિખુત્તોનો પાઠ ભણી, ભુજો ભુજો કરી ખમાવું છું.

---

## ચોથી વંદણા.

---

**નમો ઉવજ્ઝાયાયણં**—નમો કહેતા નમસ્કાર કરૂં છું, ઉવજ્ઝાયાયણં કહેતા ઉપાધ્યાયજી મહારાજને, તે ઉપાધ્યાયજી મહારાજ ગુરૂદેવથી નીચે આસને બેસનારા, ચપળપણા રહિત, કપટ રહિત, મધુર વાણી સહિત, અક્રોધી, શ્રુતના મદ રહિત, આચાર્યના દોષ ઉઘાડા કરે નહિ, વરીને પણ મિઠાશથી બોલાવે, કલેષ વધારે નહિ ઇત્યાદિક પચીસ

ગુણુ સહિત જ્ઞાન ભણે ને ગુરૂદેવની ભક્તિના કરણહાર છે. તેઓ શ્રી અગિયાર અંગ અને ચૌદપૂર્વ ભણનારા છે. અગિયાર અંગનાં નામઃ—૧. આચારંગજી–તેમાં સાધુજીના આચારનું વર્ણન છે; ૨. સુયગડાંગજી–તેમાં સુમતી–અણુમતીનું જાણપણું છે; ૪. સમવાયંગજી–તેમાં એકાદિક કોડાન કોડ બોલ ને ચોપન ઉત્તમ પુરૂષોનો અધિકાર છે; ૫. ભગવતીજી—તેમાં છત્રીસ હજાર પ્રશ્નનો અધિકાર છે; ૬. જ્ઞાતાજી—તેમાં સાડાત્રણ ક્રોડ ન્યાય છે; ૭. ઉપાસંગજી–તેમાં દસ શ્રાવકનો અધિકાર છે; ૮ અંતગડજી–તેમાં નવ જણા છેવટે કેવળ જ્ઞાન પામી મોક્ષ ગયા તે અધિકાર છે; ૯. અનુત્તર ઉવવાઇ–તેમાં તેત્રીસ જણા પાંચ અનુત્તર વિમાનમાં ગયા તેનો અધિકાર છે; ૧૦ પ્રશ્નવ્યાકરણ–તેમાં પાંચ આશ્રવ અને પાંચ સંવરનો અધિકાર છે; ૧૧ વિપાક સૂત્ર—તેમાં સુખ-દુઃખ ભોગવી મોક્ષ જશે તેનો અધિકાર છે; એ અગ્યાર અંગનો અર્થ અને પાઠ સંપૂર્ણ રીતે જાણે.

ચોદ પૂર્વના નામઃ—૧. ઉત્પરત, ૨ અગ્નિ પ્રવાદ, ૩. વીર્ય પ્રવાદ, ૪ અસ્તીનાસ્તી, ૫ જ્ઞાન પ્રવાદ, ૬ સત્ય પ્રવાદ, ૭. આત્મ પ્રવાદ, ૮ કર્મ પ્રવાદ, ૯ વિદ્યા પ્રવાદ, ૧૦ પચ્ચખાણ પ્રવાદ, ૧૧ પ્રાણ પ્રવાદ, ૧૨ અબંધ પ્રવાદ, ૧૩ ક્રિયા વિશાલ, ૧૪ લોક વૈદુસાર એ ચૌદ પૂર્વ તથા

અગ્યાર અંગ એ મળ ૨૫ ગુણે કરી બિરાજમાન છે, તે ઉપર બાર ઉપાંગ ભણે તેના નામઃ—૧ ઉવવાઇ, ૨ રાયપસેણી, ૩ જીવાભીગમ, ૪ પન્નવણાજી, ૫ જંબુદ્વિપ પનંતી, ૬ ચંદ પનંતી, ૭ સૂર્ય પનંતી, ૮ નિરાવલીયા, ૯ કપવડંસીયા, ૧૦ પુફિયા, ૧૧ પુફચુલિયા ૧૨ વિણુદસીયા, તે ઉપર ચાર મૂળ સૂત્ર ભણે તેના નામઃ—૧ ઉત્તરાધ્યયન, ૨ નંદી, ૩ અનુયોગદ્વાર, ૪ દશવૈકાલીક, તે ઉપર ચાર છેદ ગ્રંથ ભણે તેના નામઃ—૧ દશાશ્રુત ખંડ, ૨ બૃહત્ કલ્પ, ૩ વ્યવહાર, ૪ નસિથ તથા બત્રીસમો આવસગ આદિ અનેક ગ્રંથ તર્ક ન્યાય, સાત નય, નિશ્ચય વ્યવહાર, ચાર પ્રમાણ આદિ સ્વમત તથા પરમત્તના જાણ, મનુષ્ય, દેવતા વિવાદમાં છળવા સમર્થ નહિ જિન નહિ પણ જિન સરખા, કેવલી નહિ પણ કેવલી સરખા શ્રી ઉપાધ્યાયજી મહારાજ મિથ્યાત્વ રૂપ અંધકારના ટાળનાર, સારએ, વારએ, ધારએ આદિ અનેક ગુણે કરી સહીત બિરાજમાન છો, આપનો અવિનય, આસાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો હાથ જોડી, માન મોડી તિખુત્તાનો પાઠ ત્રણ વાર ભણી ભુજો ભુજો કરી ખમાવું છું.

# પાંચમી વંદણા.

**નમો લોએ સવ્વસાહુણં**—નમો કહેતા નમસ્કાર હોજો, લોએ કહેતા અઢીદ્વિપ લોકને વિષે, સવ્વ સાહુણં કહેતા સર્વ સાધુ મુનિરાજ, તે સાધુ મુનિરાજ કેવા છે તો કે, તરણ તારણ, અશરણના શરણ, દયા ધર્મના મંડણહાર, હિંસા ધર્મના ખંડણહાર, કોમલ પ્રકૃત્તિ, ભદ્રિક પરણામી, આરંભ પરિગ્રહ રહિત, ચિંતામણી રત્ન સમાન, કલ્પવૃક્ષ સમાન, પારસમણિ સમાન, સત્તાવીસ ગુણ સહિત, બારભેદે તપશ્ચર્યાના કરણહાર, બારે ભાવનાના ભાવણહાર, બાર પડિમાના વેહણહાર, તેત્રીસ આસાતનાના ટાલણહાર, બેંતાલીસ દોષ ટાળી આહાર-પાણીના લેવણહાર, બાવન અનાચરણના ટાલણહાર બાવિસ પરિસ્સહના જીતણહાર, અનેક લબ્ધિના ધારણહાર, અને મોહ-મમતા રહિત છે.

એવા સાધુ જઘન્ય બે હજાર ક્રોડ, ઉત્કૃષ્ટા પ્રત્યેક હજાર ક્રોડ પાંચ ભરત, પાંચ એરવત, પાંચ મહાવિદેહ ક્ષેત્ર, અઢી દ્વિપ તથા કેવલ સમુદઘાત આશ્રી આખા લોકમાંહિ ભગવંતની આજ્ઞા પ્રમાણે વિચરે છે. તેમનો અ-વિનય, આસાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો હાથ જોડી, માન મોડી, તિખુત્તોનો પાઠ ત્રણવાર ભણી ભુજો ભુજો કરી ખમાવું છું.

**નમો ધમ્મ આયરિયાણં**—નમો કહેતા નમસ્કાર કરૂં છું. ધમ્માયરિયાણં કહેતા પોતાના ધર્મ આચાર્યજીને તે ધર્માચાર્યજી કહેવા છે, તો કે, અનાદિ કાળથી જીવ મોહ મિથ્યાત્વરૂપી નિદ્રામાં સુતો હતો, ધર્મ—અધર્મ, કર્મ—અકર્મ કાંઈ જાણતો નહિ, તેને અનુકંપા લાવી શ્રી જિનેશ્વરનો ધર્મ બતાવ્યો, બોધ બીજ રૂપ સમકિત રત્નની શુદ્ધ શ્રદ્ધા બતાવી; અને દેવ આપણો આત્મા, ગુરૂ તે જ્ઞાન ધર્મ, શ્રદ્ધા ચારિત્ર વ્યવહારમાં દેવ અરિહંત અઢાર દોષ રહિત, ગુરૂ નિગ્રંથ આરંભ પરિગ્રહ રહિત, ધર્મ કેવળી પરૂપ્યો દયામાંહિ, એ ત્રણ તત્ત્વ શુદ્ધ ધરાવ્યા એવા શ્રી ગુરૂદેવજી મહારાજ! આપ અનંત જન્મ મરણના મિટાવણહાર, નિર્યામક સમાન, હૈયાના હાર, કાનના કુંડળ સમાન, માથાના મુગટ સમાન, આંખની કીકી સમાન, મહા સુબુદ્ધિદાયક, અનુકુળ—પ્રતિકૂળ વચન કહી ધર્મ રૂપી ઝાઝમાંહિ બેસાડી મોક્ષરૂપી પાટણે પહોંચાડનાર છો, આપનો અવિનય, આસાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો હાથ જોડી, માન મોડી તિખુતોનો પાઠ ત્રણ વાર ભણી ભુજો ભુજો કરી ખમાવું છું.

એ પાંચ પરમેષ્ટિ અને ધર્માચાર્યજી મહારાજ સર્વ મંત્રનો મંત્ર, જંત્રનો જંત્ર, સર્વ ઔષધીમાં ઔષધી, સર્વ સિદ્ધિદાયક છે. એ સિવાય કોઈ આધારભૂત નથી. અનંતા

જીવો તેમનો શરણો લઇ તર્યાં છે, સંખ્યાતા તરે છે, ને અનંતા તરશે.

ઇતિ પાંચ વંદણા સંપૂર્ણ.

# ૩. આલોયણા.

સુશ્રાવક-શ્રાવિકાનાં સઘળાં પાતિક ટાળવા અર્થે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપમાં અતિચારાદિ દોષ લાગવે કરી કોઇ મૂળગુણ-ઉત્તરગુણની વિરાધના થઇ હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે, ગુરૂની સાખે, આત્માની સાખે આલોવું છું:—

પ્રથમ પાંચ પદ નવકાર ( નમસ્કાર) મંત્રનાં કહેવાં:—

**ણમો અરિહંતાણં, ણમો સિદ્ધાણં, ણમો આયરિયાણં, ણમો ઉવજ્ઝાયાણં. ણમો લોએ સવ્વ સાહુણં ॥**

પછી ચત્તારિમંગલં કહી નીચે મુજબ "આત્મ-ચિંતન" અને પૂર્વભવે લાગેલાં પાપ-દોષોનું આલોયણ-ક્ષેત્ર વિશુદ્ધિ કરવી.

હે આત્મન્! તેં અનાદિકાળથી સંસારમાં નૃત્યકારની પેરે અનેક રૂપ ધારણ કરી સ્વચ્છંદે પ્રવર્તતાં અનંત કોટાનુ કોટી ભવ કર્યા, પણ જન્મ, જરા, મરણરૂપ મહા વેદના-દુ:ખનો પાર આવ્યો નહિ. વળી ત્રસ-સ્થાવર મધ્યે શ્રી-

પુરૂષ–નપુંસકપણે, સધન-નિર્ધનપણે; ઉંચ–નીચપણે, સૌભાગી–દુર્ભાગીપણે, પશુ–પંખીપણે, સુરૂપવંત-કુરૂપવંતપણે, રંક-રાજાપણે, દેવ–દેવીપણે, નારકી–નીગોદપણે અવતાર ધારણ કરી સઘળા જીવ સાથે માતા–પિતાપણે, ભાઈ–બેનપણે, પતિ–પત્નિપણે, પુત્ર–પુત્રીપણે અનંતવાર સગપણ નિપજાવ્યાં; અને એ મારો શત્રુ, એ મારો મિત્ર, એમ મમત્વ ભાવે ચૌદ રાજલોકનાં સ્થાનક અનંત પુદ્ગળ પરાવર્ત્તને પરિભ્રમણ કરી સ્પર્શ્યા, પણ "સમકિત" વિના કાંઈ ગરજ સરી નહિ. હમણાં તને પૂર્વભવના પુન્યોદયે અને શ્રી ગુરૂદેવની કૃપાવડે શ્રી "જિનેંદ્રનો ધર્મ" મળેલો છે તેથી પ્રમાદ, ગાફલપણું છોડી તું તારૂં આત્મસાર્થક કર; કારણ કે એ વીતરાગના ધર્મની "શ્રદ્ધા" "પરૂપણા" અને "સ્પર્શના" ની જોગવાઇ ફરી મળવી દુર્લભ છે.

* * *

આ સંસારી સંબંધ ધરાવનારાં પતિ–પત્ની, પુત્ર–પુત્રી, માતા–પિતાદિ સગાં તથા મિત્ર અને નોકર ચાકર વગેરે, જ્યારે તને મસ્તકાદિકની પીડા, જ્વર, સૂળાદિક રોગ ઉપજશે ત્યારે તે રોગોથી છોડાવવા મુદ્દલ સમર્થ નથી તથા મરણ આવ્યે તારૂં કોઇ શરણ્ય નથી. એવો માયા-કલ્પિત સંબંધ જાણી તેનાપર મૂર્છાભાવ ન રાખવો. વળી ક્ષેત્ર, વાડી, ઘર, હવેલી, સોનું, હીરા, માણેક, મોતી, ધન,

ધાન્ય વગેરે પરિગ્રહ પણ તને મરણથી બચાવવા સમર્થ નથી માટે તેનાપર પણ મૂર્છા ભાવ (તીવ્ર ઇચ્છા) ન રાખવો,

\+ + +

ઉપર કહેલો પરિગ્રહ કે જે હળવો ને ભારે, સચિત્ ને અચિત્, અલ્પ મૂલ્યવાળો ને અતિમૂલ્યવાળો, સૂક્ષ્મ ને બાદર તે સર્વ એવો છે કેઃ—મહાદુઃખકારી, મહા અનર્થકારી, મહા પાપનું મૂળ, દુર્ગતિનો વધારનાર, કામ- ક્રોધ-માન-માયા-લોભ કષાયનો સ્વામી, મોહ-મચ્છર-રાગ-દ્વેષનું મૂળ, દર્સાવધિ યતિધર્મરૂપ કલ્પવૃક્ષનો દાવાનળ, ન્યાય, ક્ષમા--સંતોષનો નસાડનાર, બોધબીજ સમકિતનો ફેડનાર, સંયમ- સંવર-બ્રહ્મચર્યની ઘાતનો કરનાર, જન્મ-જરા-મરણના ભયનો દેનાર, મોક્ષ માર્ગના વિઘ્નનો કરનાર, કડવાં કર્મ-વિપાક ફળનો દેનાર, અનંત સંસારનો વધારનાર, મહાપાપી, પાંચ ઇંદ્રિયોના તેવીશ વિષય રૂપ વૈરીને પોષનાર, ચિંતા-શોકરૂપી સાગરનો વધારનાર, તૃષ્ણા--વિષવેલનો સીંચનાર, કૂડ કપટનો ભંડાર, વધ--બંધ--કલેષનું ઘર, ચૌગતિ કર્મ બંધનો મદાર; આત્માને આ લોકના વિષે એના જેવો બીજો કોઈ મોહપાસ પ્રતિબંધક નથી, પાંચ આશ્રવનું ઘર, અશાતા--ભયનો દેનાર, અશાશ્વત, અત્રાણ, અશરણ્ય ઇત્યાદિ દુઃખનો કારણીક જાણી તેની વાંચ્છા છાંડવી.

\+ + +

**આ** ઉદારિક શરીર મળમૂત્રનું ભાજન, ચામડીંથી વીંટેલા હાડકાનું પીંજર, કુટેલા હાંલ્લા સરખું, અશુચી અને દુઃખનું સ્થાનક, જુના—ફાટેલા વસ્ત્ર સરખું, કૃમિયાદિક જીવની કોથળી, વાત, પિત્ત, કફ, શ્લેષ્મ અને સેંકડો રોગોથી ભરેલું જાણી તેના ઉપરથી મોહ ઉતારી જે મહાપુરૂષ નિર્મળ પંચ મહાવ્રત ધારણ કરે તેને ધન્ય છે! તથા મૂળગુણ ઉત્તરગુણધારી શ્રાવક જેઓ શિયળવંત, સત્યવાદી, ન્યાયવંત નીતિવંત, ક્ષમાવંત, ધૈર્યવંત, પાપભીરૂ, લજ્જાવંત, શીતળ વાણી વદનાર, ગુણગ્રાહી, પરદુઃખભંજન દાતા, પુન્યાત્મા. વિનિત, કલ્યાણ બુધ્ધિ, ઉપકાર બુધ્ધિવાળા દીપક સમાન, ગંભીર. નમણા, ખમણા સરલ સ્વભાવવંત. વાત્સલ્યકારી તથા ચતુર્વિધ સંઘની સેવા કરનાર એવા શ્રાવકને ધન્ય છે!

* * *

હું અભાગી, દુષ્ટ, ખળબુદ્ધિનો ધણી; નીચ, છીદ્રગ્રાહી, અવગુણગ્રાહી, હઠીલો, વ્યસની, અલ્પબુદ્ધિવંત, નિર્દય, **આશાગુલામ, વિષય ભિખારી, ગુણનો દ્વેષી, અવગુણનો પ્રેમી સ્વાર્થી, નિર્લજ, ગુણચોર, વિશ્વાસઘાતી, સ્વામી દ્રોહી, પાપી, આત્મઘાતી, કલેશી, મમત્વી, અવગુણનો ભંડાર, સ્વછંદવિહારી, જન્મો જન્મ આત્મકાર્ય વીણસાડી અવળે માર્ગે ચાલ્યો. આજ પરમ શુભ શ્રી વીતરાગનો ધર્મ પામી**

સકળ સંબંધ જૂઠો અને અસ્થિર જાણી, પાપથી પાછાં પગલાં ભરી, આત્માને વિશુદ્ધ કરવા સારૂ સંભારીસંભારી, વિચારી વિચારી, ધારી ધારી, સર્વ દોષ ગુરૂની સાખે નિવારૂં છું.

મારા તરણ તારણ, અધમ ઉધારણ, ભવદુઃખ ભંજન, એકાંત હિતના કરનાર, ધર્મગુરૂ–ધર્માચાર્યજીએ મને ન્યાલ કરવા મહેરબાન થઇને સુકૃત કમાણીરૂપ દોલત, શંબલ ( ભાતુ ) રૂપ સંવર કરણી બતાવી તેમાંથી મારી શક્તિ અને સમજણ મુજબ મેં મૂળગુણ–ઉત્તરગુણ–વ્રત પચ્ચખાણ–નિયમની મર્યાદા કરી છે તે પાંચ આચાર સંબંધી જે કોઇ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર વગેરે દોષ લાગ્યા હોય તે આલોવું છું.

---

## શ્રી આલોયણા પ્રારંભ.

---

પ્રથમ સાત સૂત્ર ક્ષેત્રવિશુદ્ધિના કહેવા તેની વિગતઃ—

(૧) "ણમો અરિહંતાણં" આદિ પાંચ પદ નવકારનાં કહેવાં, (૨) તિખ્ખુત્તોનો પાઠ કહેવો, (૩) ઇરિયાવહીનો પાઠ કહેવો, (૪) તસ્સઉત્તરીનો પાઠ કહેવો, (૫) ઇરિયાવહીનો કાઉસ્સગ્ગ કરવો–કરાવવો, ( ૬ ) લોગસ્સનો

પાઠ કહેવો, (૭) *નમોત્થુણં ત્રણ કહેવાં.

ત્યાર પછી (૧) જ્ઞાનાચાર, (૨) દર્શનાચાર, (૩) ચારિત્રાચાર, (૪) તપાચાર સંબંધી નીચે મુજબ આલોયણા કરવી–કરાવવી.

---

## ( ૧ ) જ્ઞાનાચાર.

સૂત્ર જ્ઞાનાદિકના વિષે " જંવાયદ્ધં " આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) આઘાં પાછાં સૂત્ર ભણવાથી, (૨) ઉપયોગ રહિત સૂત્ર ભણવાથી, (૩) હીણુ અક્ષર ભણવાથી, (૪) અધિક અક્ષર ભણવાથી, (૫) પદ હીણું ભણવાથી. (૬) વિનયરહિત ભણવાથી, (૭) ત્રણ યોગ હીણપણે ભણવાથી. (૮) શુદ્ધ ઉચ્ચાર રહિત ભણવાથી. (૯) અવિનીતને સૂત્ર ભણાવવાથી (૧૦), પ્રમાદપણે ભણવાથી, [૧૧] ચાર અકાળે સુત્રની

---

* પહેલું નમોત્થુણં સિદ્ધપદ પામેલા અરિહંતને કહેવું:— નમોત્થુણં, અરિહંતાણં, ભગવંતાણંથી " ઠાણં સંપત્તાણં" સુધી કહેવું. બીજું નમોત્થુણં વિદ્યમાન અરિહંતને કહેવું: નમોત્થુણં, અરિહંતાણંથી " નામદેય " સુધી કહી પછી " ઠાણં સંપાવિઉ કામાણં, નમો જિણાણં " કહેવુ. ત્રીજું નમ્મોત્થુણં પોતાના ધર્માચાર્યને કહેવું:—" નમોત્થુણં, મમ ધમ્મઆયરિયસ્સ, મમ ધમ્મ ઉવદેશીયસ્સ, જાવ સંપાવિઉ કામસ્સ" એ પ્રમાણે કહેવું.

સઝાય કરવાથી, (૧૨) ચાર કાળે સૂત્રની સઝાય નહિ કરવાથી, (૧૩) ઉદ્દારિકાદિક અસઝાઇએ સઝાય કરવાથી, [૧૪] સઝાયના વખતે સઝાય નહિ કરવાથી એ ચૌદ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર સેવ્યો હોય, સેવરાવ્યો હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યો હોય, તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

જ્ઞાનવંત પુરૂષના અવર્ણવાદ બોલાણા હોય, તેઓની સાથે ખોટા વિવાદ-ઝગડા કર્યા હોય, દ્વેષ ધર્યા હોય, ખોટા વાંક દીઠા હોય, ઉપકાર ઓળવ્યા હોય, ભણતાં અંતરાય પાડી હોય, જ્ઞાનાવરણીય કર્મ બંધાય એવાં આચરણ આચર્યાં હોય, તથા પોતાની હઠે, કદાગ્રહે, વંકાઇપણે, ઉદ્ધતપણે, અસમજણપણે, દુષ્ટ બુદ્ધિએ કોઇ સિદ્ધાંત વચન ઉથાપ્યું હોય-વીપરીત પરૂપ્યું હોય; ઉપહાસ્યાદિ અવહેલણા કરી હોય, ઈત્યાદિ અવિનય, અશાતા, અભકિત થઇ હોય, મને કરી, વચને કરી, કાયાએ કરી, જાણપણે, અજાણપણે, આકુટી અણાકુટી, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, દેશથી, સર્વથી વિરાધના કરી હોય, દિવસ સંબંધી અપરાધ કર્યા હોય-કરાવ્યા હોય-કરતાં અનુમોદ્યા હોય તે અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

---

## [ ૨ ] દર્શનાચાર.

સમકિતના વિષે "શંકાદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) શ્રી જિન વચનના ગંભીર—ગહન ભાવ સાંભળીને મનમાં સંદેહ આણ્યો હોય, (૨) અન્ય ધર્મની ઇચ્છા કરી હોય; (૩) ધર્મ કર્ત્તવ્યના ફળનો સંદેહ આણ્યો હોય, [૪] મિથ્યાત્વમતની પ્રશંસા કરી હોય, (૫) મિથ્યાત્વીનો પરિચય કર્યો હોય એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ—કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

ધર્મનિમિત્તે આરંભ સમારંભ કર્યો હોય, પીંપળે પાણી રેડયું હોય, દીપમાળ કરાવી હોય, બહુચરા—ભવાની—આસપાળ—હનુમાન—ગોત્રજ—ક્ષેત્રપાળ વગેરેના જાગ, હવન, હોમ, વ્રત—વર્તુલાં કર્યાં હોય, માન્યાં હોય; ઇત્યાદિ જે કોઇ લૌકિક મિથ્યાત્વ સેવ્યું હોય; તથા આ લોક અર્થે દેવ—ગુરૂ—ધર્મની માનતા કરી હોય; લેવા—ખાવાની લાલચે આઠમ પાખીના ઉપવાસ કર્યા હોય; કષ્ટ પડયે તપસ્યા માની હોય તથા તિર્થંકરને દીવો દીવેટ માન્યાં હોય; ઉત્તર તથા મુળ ગુણમાં દોષ લગાડનારનો પરિચય કર્યો હોય; અસંયમનો ઉપદેશ દીધો હોય: એ વગેરે કોઇ લૌકિક તથા લોકોત્તર મિથ્યાત્વ લાગ્યું હોય તથા સાધુને અસાધુ

જાણ્યા હોય, અસાધુને સાધુ જાણ્યા હોય, ઈત્યાદિ પચીશ પ્રકારનાં મિથ્યાત્વ માંહેનું કોઈ મિથ્યાત્વ લાગ્યું હોય તથા અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભથી સમકિત જાય એવું આચરણ આચર્યું હોય, સમકિત જીવની નિંદા–હેલણા કરી હોય; સમકિતવંત તથા ધર્મી જીવ ઉપર ઈર્ષા (ઝેર–ખાર) આણ્યાં હોય, ઇત્યાદિ સમક્તિના વિષે દોષ સેવ્યા હોય, સેવરાવ્યા હોય, અનુમોદ્યા હોય, દેશથી, સર્વથી વિરાધના કરી હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી અપરાધ કર્યો હોય, કરાવ્યા હોય, કરતાં અનુમોદ્યા હોય તે સર્વ અનંત સિદ્ધ–કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

---

## [૩] ચારિત્રાચાર.

### પહેલું વ્રત.

"થુલાઓ પાણાઇવાયં વેરમણું" વ્રતના વિષે બંધે વહે" આદિ મોટકા અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

[૧] કોઇ પ્રાણીને નિર્દય બુદ્ધિએ ટુંકે ને ધાડે બંધને બાંધ્યું હોય; (૨) દ્વેષબુદ્ધિથી લાકડી આદીનો ગાઢો પ્રહાર કીધો હોય; (૩) દ્વેષબુદ્ધિથી કોઈ પ્રાણીનાં અંગોપાંગ છેદ્યાં હોય; (૪) પશુ ઉપર અતિ ભાર ભર્યો હોય; (૫) દ્વેષબુદ્ધિથી કોઇ પ્રાણીને ભાત પાણીનો અંતરાય પાડયો હોય;

એ પાંચ અતિચાર માંહેનો જે કોઈ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

સળેલાં ધાન્ય, ઔષધાદિ જોયાવિના વાપર્યા હોય; છાણાં; ઇંધણ અણજોયાં બાળ્યાં હોય, ચૂલા, સગડી, ખાંડણિયા, ઘંટી વગેરે પુંજ્યાવિના ઉપયોગમાં લીધાં હોય; સાપ, ખજુરા, વીંછી આદીને દાબી દુઃખ દીધું હોય; જૂ, લીખ, માંખણ, જુઆ, ઇતરડા, ગીગોડા, આદિ જીવોને તડકે અગર રસ્તા વચ્ચે નાખ્યા હોય; નાવણ ધોવણ કરતાં, પાણી ભરતાં-વાપરતાં-ઉલેચતાં પોરા આદિ જીવોની વિરાધના થઇ હોય; કીડી, મંકોડી, ઉધેઇ, ધીમેલ, કાતરા, ચૂડેલ, પતંગીઆં, અળસિયાં, ચેળ, મામણમુંડા આદિ જીવોને હાલતાં—ચાલતાં - કામકાજ કરતાં હણ્યા હોય તથા દુઃખ દીધું હોય, પાંચ સ્થાવરકાયનો આરંભ—સમારંભ કરતાં હર્ષ આણ્યો હોયઃ ઇત્યાદિ પહેલા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ—કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

---

## બીજું વ્રત.

" થુલાઓ મુસાવાયાઓ વેરમણં " વ્રતના વિષે " સહસા ભખાણે " આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવુંછું:—

(૧) કોઇને ધ્રાસકો પડે, ઉદ્વેગ ઉપજે કે નુકશાન

થાય એવી અણવિચારી ભાષા બોલાણી હોય; (૨) કોઇની છાની વાત ઉઘાડી કીધી હોય; (૩) સ્ત્રી આદિના મર્મ ખુલ્લા કીધા હોય; (૪) ખોટો ઉપદેશ દીધો હોય; [૫] ખોટા દસ્તાવેજ લખ્યા હોયઃ એ પાંચ અતિચાર માંહેનો જે અતિચાર લાગ્યો હોય તે અનંત સિધ્ધ—કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

કન્યા સંબંધી, ગાય આદિ પશુ સંબંધી, જમીન સંબંધી, તથા લોભે, લાલચે, ક્રોધે, હાસ્યે, ભયે, માને માયાએ કરી જુઠું બોલાણું હોય; પારકી થાપણ સંબંધી જુઠુ બોલાણું હોય; મોટકી જુઠી સાખ પૂરી હોય; પરની નિંદા તથા ચાડી ચુગલી કીધી હોય; કુડું આળ ચઢાવ્યું હોય; એલફેલ, કઠોર અને કરકસ ભાષા બોલી પરને દુઃખ ઉપજાવ્યું હોયઃ ઇત્યાદિ બીજા વ્રત સંબંધી જે કોઈ દોષ લાગ્યો હોય તે અનંત સિધ્ધ—કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

---

## ત્રીજું વ્રત.

" થુલાઓ અદિન્ના દાણાઓ વેરમણં " વ્રતના વિષે 'તેન્નાહડે' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) ચોરાઉ જણસ જાણીબુઝીને લીધી હોય; (૨) ચોરને મદદ કીધી હોય; (૩) રાજ્યવિરૂધ્ધ કામ એટલે દાણચોરી વગેરે કીધાં હોય; [૪] ખોટાં તોલ અને માપ રાખ્યાં

હોય; (૫) દેખાડેલી વસ્તુ નહિ આપતાં બીજી વસ્તુ આપી હોયઃ એ પાંચ અતિચાર માંહેનો જે કોઈ અતિચાર લાગ્યો હોય તે અનંત સિધ્ધ—કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

ખાતર પાડીને. ગાંસડી છોડી કે ફાડીને, ઘર—દુકાન—પેટી—પટારા વગેરેનું તાળું બીજી કુંચીએ ઉઘાડીને માલ લીધો હોય; જડેલી વસ્તુનો ધણી જાણવામાં છતાં તેને નહિ આપતાં પોતે રાખી લીધી હોય; મિત્ર ભેદ કરી કોઇને ઠગ્યો હોય; થાપણ ઓળવી હોય; લાંચ લેઇ તથા હુકમપણે અનીતિ કરી પારકી વસ્તુ લુંટાવી તથા ચોરાવી હોય; શેઠ, સહિઆરીની ચોરી કરી હોય; વ્યાજે આપી વધારે લીધું હોય; લેણી રકમ કરતાં વધારે લીધું હોય; ભૂલથી વધારે આવેલું રાખી લીધું હોય; પારકી વસ્તુ પોતાની કરી રાખી લીધી હોયઃ ઈત્યાદિ ત્રીજા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિધ્ધ—કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

---

## ચોથું વ્રત.

" થુલાઓ મેહુણાઓ વેરમણું " વ્રતના વિષે 'ઇત્તરિય પરિગ્રહિયા ગમ્મણે ' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) લગ્ન થયું છે પણ ઉમર નાની છે એવાં સ્ત્રી પુરૂષથી ગમન કીધું હોય; (૨) વિવાહ થયો છે પણ લગ્ન થયું નથી એવાં સ્ત્રી પુરૂષથી ગમન કીધું હોય; (૩) અનેરા અંગે વિષય ક્રિડા એટલે કુચમર્દન વગેરે કીધાં હોય; [૪] પરાયાં વેવીશાળ મેળવી આપ્યાં હોય; (૫) કામ ભોગ ઉપર તીવ્ર અભિલાષા રાખી હોય; એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે ામિચ્છામી દુક્કડં.

બળાત્કારે અને પરાધિનપણે દેશથી—સર્વથી વિરાધના થઇ હોય; વિષય વચને અને ગુહ્ય અવયવ દેખાડવે કરી પરને મોહ વિકળતા ઉપજાવી હોય; રૂપવંત સ્ત્રી પુરૂષ; માતા પિતા, પૂત્ર પુત્રી, ભાઈ ભગિની, ગુરૂ ગોરાણી તથા પોતાનાં ધર્મ ઉપકારી ઉપર વિષય બુદ્ધિ ચીંતવી હોય; માજમ, માવો, લીલાગર આદિ કેફી વસ્તુ ખાઇ વિષય વિકાર વધાર્યા હોય; કાષ્ટ કે પાષાણાદિની પુતળી અથવા ચિત્રામણ સાથે આલીંગનાદિ વિષય પરિચારણા કીધી હોય, ઘોડા, ભેંસ આદિ પશુ પ્રત્યે સંયોગ મેળવ્યા હોય તથા તેઓની કામ વિકલતા દેખી મૈથુન સંજ્ઞા ઉપજી હોય; ઓખરીયા ઢોરની પેરે વિષય વાંચ્છના કરી અંતઃકરણ અશુદ્ધ પ્રવર્તાવ્યું હોય; હાસ્ય વિલાસ, વિનોદ, વિકથા કરી—સાંભળી કંદર્પ ઉપજ્યો—ઉપજાવ્યો હોય; પાંચ પર્વી તથા દસ પર્વી અને ધર્મ તહેવારની તીથિના નિયમ ભાગ્યા

હોય: સ્વપ્નમાંહી શિયળ ભંગ થયો હોય: ઇત્યાદિ ચોથા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

## પાંચમું વ્રત.

" થુલાઓ પરિગ્ગાહાઓ પરિમાણં " વ્રતના વિષે ધનાદિ પરિમાણ અતિક્રમવે કરી અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) ઢાંકી તથા ઉઘાડી જમીનનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૨) સોના રૂપાનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૩) હીરા, માણેક વગેરે ધનનું તથા અનાજનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૪) દ્વિપદ-ચતુષ્પદનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૫) ઘર-વાખરાની ચીજોનું પરિમાણ ઉલંઘ્યું હોય; એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

પરિગ્રહ ઉપર તિવ્ર મૂર્છાભાવ રાખ્યો હોય તથા પરિગ્રહને જ કૃતાર્થપણું માન્યું હોય; ધન મેળવવા શકટ, (ગાડા) વહાણાદિના આરંભ ચિંતવ્યા હોય; ચક્રવર્તિ, વાસુદેવ, વેસમણ ( વૈશ્રવણ—ધનેંદ્ર ) આદિની ઋદ્ધિની ઇચ્છા કીધી હોય: ઇત્યાદિ પાંચમા વ્રત સંબંધી જે કોઈ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

## છઠું વ્રત.

" દિશા પરિણામ " વ્રતના વિષે દિશાનું પરિણામ ઉલંઘવે કરી અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) ઉર્દ્ધ ( ઉંચી ) દિશાનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૨) અધો (નીચી) દિશાનું પરિમાણ ઉલંઘ્યુ હોય: (૩) ત્રિછી (વચલી) દિશાનું પરિમાણ ઉલંઘ્યું હોય, (૪) ચારે દિશાનું પરિમાણ એકઠું કરી એક દિશાએ વધાર્યું હોય; (૫) પંથે જતાં મર્યાદાનો સંદેહ પડયા છતાં મર્યાદા ઉલંઘી હોય: એ પાંચ અતિચાર માંહેનો જે કોઈ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિછામી દુક્કડં.

મર્યાદા ઉપરાંત કાગળ કાસદ વગેરે મોકલી હિંસાદિ આશ્રવ સેવરાંયા હોય મન, વચન અને કાયાના યોગ મર્યાદા બહાર પ્રવર્તાવ્યા હોય, ઇત્યાદિ છઠ્ઠા વ્રતના વિષે જે કોઈ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિછછામી દુક્કડં.

---

## સાતમું વ્રત.

" ઉપભોગ—પરિભોગ પરિમાણ " વ્રતના વિષે ' સચિત્ આહારાદિ ' અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) સચિત્ વસ્તુ એટલે મૂળા, મોઘરી, કાકડ વગેરે ( કાચાં ખાવાની બંધી છતાં ) કાચાં ખાધાં હોય, (૨)

સચિત્ ઝાડ ઉપરથી અચિત્ ગુંદર વગેરે ઉખેડી ખાધાં હોય, (૩) પૂરી પાકયા સિવાયની ચીજ ખાધી હોય, (૪) દુષ્ટ રીતે પકવેલી એટલે ભડથાં તથા ઉંધીયાં કરીને ખાધાં હોય, (૫) સાંઠા પ્રમુખનો તુચ્છ આહાર (જેમાં ખાવાનું થોડું અને નાખી દેવાનું ઘણું) કીધો હોયઃ એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછછામી દુક્કડં.

બાવીસ અભક્ષ અને બત્રીશ અનંત કાયનો આહાર કીધો હોય; અણુગળ પાણી વાપર્યું હોય, ઘણા આરંભથી બનાવેલું ભોજન ઘણા વખાણથી ખાધું હોય તથા છત્રીશ બોલની મર્યાદા કીધી છે તે માંહી ઉપયોગ વિના કોઇ બોલની વિરાધના થઇ હોય, મિશ્રપણે કોઇ ચીજ વાપરી હોય, ઈત્યાદિ સાતમા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિ-છ્છામી દુક્કડં.

## પંદર કમ્માદાન—પાપના વેપાર કીધા હોય તે આલોવું છું.

(૧) ઈંગાલકર્મ—વાસણ, ઈંટો વગેરેના નિભા તથા ચુના વગેરેની ભઠ્ઠીઓ કીધી હોય, કોયલા પાડવાના, કંદોઇ છીંપા, ભાડભુંજા, દારૂગર વગેરેના કસબ કીધા હોય,

(૨) વનકર્મ—ઝાડ કાપવાના, ફળ-ફુલ તોડવાના

અને કાછીયાના વેપાર કીધા હોય, તેમજ ખેતરમાંથી મું-ડણુ નીંદણુ કીધું હોય.

( ૩ ) સાડી કર્મ—ટાટ, ગળી, જલેબી, ચર્મ વગેરે-ના સોઇ કરવાના, ગાડી, ગાડાં વેચવાના તથા ચામર, ડબ-ગર અને ચામડિયાના કસબ કર્યાં હોય.

( ૪ ) ભાડી કર્મ—પોઠી, ઉંટ, ગાડાં, ખર, પાડા વગેરે રાખી ભાડું લેવાના કસબ કર્યાં હોય.

( ૫ ) ફોડી કર્મ—પૃથ્વી ખોદવાનો ( ઓડ, સલાટ વગેરેનો ) કસબ કીધો હોય.

( ૬ ) દંત વાણિજ્જ—હાથીદાંત તથા કચકડા વગેરેનો વેપાર કીધો હોય.

( ૭ ) કેશ વાણિજ્જ—ચમરી ગાયના કેશ, ઉન, ધાબળા, બનાત, પામરી, પશુનાં પીછાં વગેરે વેચવાનો વેપાર કીધો હોય.

( ૮ ) રસ વાણિજ્જ—દારૂ, મધ, માખણ, ચરબી, રોગાન વગેરે કનિષ્ટ રસ અને ઘી, તેલ, એરંડીયું, વગેરે ઉંચ રસનો વેપાર કીધો હોય.

( ૯ ) લાખ વાણિજ્જ—લાખ તથા મીણ વગેરેનો વેપાર કીધો હોય.

( ૧૦ ) વિષ વાણિજ્જ—ઝેરી ચીજો વેચવાનો વેપાર કીધો હોય.

( ૧૧ ) જંતુ પીલણ કર્મ—કોલુ, ચરખા, ઘાણી, ઘંટી વગેરેથી પીલવાનો કસબ કીધો હોય.

( ૧૨ ) નિલંછન કર્મ—ગોધા સમરાવાના, પશુને નાકે નાથ નાખવાના તથા ખોજા–ખુસરા કરવાના કસબ કર્યા હોય.

( ૧૩ ) દવઅગ્નિ કર્મ—વન, ગામ, ઓઘલા, ઘર, જાળાં, બીડ વગેરે સળગાવવાનો કસબ કીધો હોય.

( ૧૪ ) સર દ્રહ તલાગ પરિસોસણિયા–તળાવ, કુવા વગેરે જળ–સ્થળમાંથી પાણી સોસવાનો કસબ કીધો હોય.

( ૧૫ ) અસજાઇ પોષણિયાઃ—શ્વાન, મંજાર, ચિત્રા વગેરે હીંસક જીવો પાળીને વેચવાનો તથા પાવૈયા, નાયિકા વગેરેને પોષી તેના વડે પૈસા મેળવવાના કસબ કીધા હોય.

ઉપર લખેલા પંદર કમ્માદાનના વેપારમાંથી કોઇ વેપાર કરી સાતમા વ્રતને દૂષીત કર્યું હોય તો અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

---

## આઠમું વ્રત.

" અણુઠ્ઠદંડાઓ વેરમણં " વ્રતના વિષે ' કંદપ્પે ' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) કદર્પ ઉત્પન્ન થાય એવી કુચેષ્ટા કરી હોય; (૨) કામાતુર કરનારી વાતો કરી હોય; (૩) વગર વિચાર્યું બોલાયું

હોય, (૪) પોતાના ખપ કરતાં વધારે અધિકરણ મેળવ્યાં હોય, (૫) ઉપભોગ–પરિભોગ અર્થે વપરાતી ચીજો ઉપર તિવ્ર ઇચ્છા રાખી હોય. એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંતસિદ્ધ કેવળી ભગવંતની સાખે મિછછામી દુકકડં.

---

## નવમું વ્રત.

'સામાયિક વ્રત'ના વિષે 'મણ દુપ્પડિહાણે' આદિ આતચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) મન ખરાબ રીતે પ્રવર્ત્તાવ્યું હોય; (૨) વચન ખરાબ રીતે પ્રવર્ત્તાવ્યું હોય; (૩) કાયા ખરાબ રીતે પ્રવર્ત્તાવી હોય; (૪) સામાયિક કીધું છે છતાં નથી કીધું એમ જાણ્યું હોય; (૫) સામાયિકનો વખત પુરો થયા સિવાય પાર્યું હોય, એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ–કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

ચાર વિકથા કરી હોય, પ્રમાદ કર્યો હોય, લેવા ખાવાની આશા ધરી હોય, કુળ સર્ધ્યું ન હોય, ઇત્યાદિ નવમા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ–કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

---

## દસમું વ્રત.

'દિશાવગાસિક વૃત'ના વિષે 'આણુવણુ પઉગે' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:-

(૧) જતા માણસ પાસે હદ બહારની વસ્તુ મંગાવી હોય, (૨) ચાકર પાસે હદ બહારની વસ્તુ મંગાવી હોય, (૩) સાદ કરી હદ બહારની વસ્તુ મંગાવી હોય, (૪) રૂપ બતાવી હદ બહારની વસ્તુ મંગાવી હોય, (૫) કાંકરાદિ નાંખી હદ બહારની વસ્તુ મગાવી હોય, એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

પ્રમાદ કર્યો હોય, વૃત અપૂર્ણ પાર્યું હોય, લેવા ખાવાની આશા ધરી હોય ફળ સર્દ્યું ન હોય, ઇત્યાદિ દસમા વૃત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

---

## અગ્યારમું વૃત

'પોષધ' અથવા 'પોષધોપવાસ' વૃત્તના વિષે શય્યા સંથરાદિના સંબંધમાં અતિચાર લાગ્યા હોય તે આલોવું છું.

(૧) શય્યાં-સંથારાનું પડિલેહણ કર્યું ન હોય અગર ખરાબ રીતે કર્યું હોય, (૨) શય્યા સંથારો પુંજ્યો ન હોય અગર ખરાબ રીતે પુંજ્યો હોય, (૩) ઝાડો-પેશાબ કરવાની જગાનુ પડિલેહણ કર્યું ન હોય અગર ખરાબ રીતે

કર્યું હોય, (૪) ઝાડો-પેશાબ પરઠવાની જગા પુંજી ન હોય અગર ખરાબ રીતે પુંજી હોય, (૫) પોષધ વૃતને સર્વથા રૂડી રીતે પાર્યું ન હોય, એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછછામી દુક્કડં.

અઢાર દોષ માંહેનો કોઇ દોષ સેવ્યો હોય, વ્રત અપૂર્ણ પાર્યું હોય, લેવા ખાવાની આશા ધરી હોય, ફળ સર્દ્યું ન હોય; ઇત્યાદિ અગ્યારમા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિછછામી દુક્કડં.

---

## બારમું વૃત.

'અતિથિ સંવિભાગ વૃત'ના વિષે 'સચેત નિખેવણિયા' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:-

(૧) અચિત વસ્તુમાં ભળેલી સચિત્ વસ્તુ વહોરાવી હોય, (૨) સચિત વસ્તુએ ઢાંકેલી અચિત વસ્તુ વહોરાવી હોય (૩) બગડી ગયેલી કે વાશી વસ્તુ વહોરાવી હોય, [૪] પોતે વહોરાવવા યોગ્ય છતાં બીજાને વહોરાવવા કહ્યું હોય, (૫) વહોરાવ્યા પછી અહંકાર કર્યો હોય, એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછછામી દુક્કડં.

અણગમતો આહાર વહોરાવ્યો હોય, આધાકર્મિ આદિ સોળ દોષ માંહેનો કોઇ દોષ લાગ્યો હોય, સાધુજી આંગણે આવ્યા જાણી અનાદર કર્યો હોય; આહાર પાણી વહોરાવતાં મન દુખાવ્યું હોય, છતી જોગવાઇએ વહોરાવવાની ના કહી હોય, જાણી જોઇને અસુઝતો આહાર વહોરાવ્યો હોય, જમવા વખતે સાધુચિંતવણા વિસારી હોય, સરખાચારી સાધુ સાધવી જાણવા છતાં ન્યુનાધિકપણું કીધું હોય, ઇત્યાદિ બારમા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંતસિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછામી દુક્કડં.

---

## (૪) તપાચાર.
## ( સંથારો અથવા સંલેખણા. )

આ તપના વિષે "નિદાનાદિક" અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) આલોકમાં ચક્રવર્તીદિની પદ્વિ તથા ભોગવિલાસ પામવાની ઇચ્છા કરી હોય, (૨) પરલોકે દેવપણું પામવાની ઇચ્છા કરી હોય, (૩) ઇચ્છીત સુખ મળવાથી વધારે જીવવાની ઇચ્છા કીધી હોય, [૪] આત્મા ધર્મમાંહી પ્રવર્ત્તતાં મરવાની ઇચ્છા કીધી હોય, (૫) મરણાંત સૂધી કામ ભોગની ઇચ્છા કીધી હોય, એ પાંચ અતિચાર માંહેનો જે

કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછછામી દુક્કડં.

અઢાર પાપસ્થાનકો સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય તથા અનુમોદન કરી સંલેખણા તપને દુષિત કર્યું હોય તથા પાંચ ઇંદ્રિયોના વિષયમાં મદોન્મત્ત બનીને અથવા ચાર કષાયને આધીન થઇને રાગદ્વેષની પરિણુતી કરી દુષ્ટ કર્મનો સંચય કરવાથી સંલેખણા તપમાં મૂળગુણ ઉત્તરગુણની વિરાધના કરી હોય તો અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછછામી દુક્કડં.

જૈન ધર્મનાં મહાવાક્ય જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ, એ ચાર કર્મ બંધનથી મુક્ત કરનાર છે, તેને મેં મારા આત્મહિતને માટે ધર્મગુરૂની કૃપાવડે સ્વિકારેલાં છે તેના ઉપર પ્રતીત આણું છું-અંતઃકરણમાં રોચવું છું અને સમ્યક પ્રકારે પાળું છું વળી વિશેષે પાળવાને ઉદ્યમવાન થયોછું છતાં તેના સંબંધમાં દુષ્ટ ચીંતવ્યું હોય, દુષ્ટ ભાખ્યું હોય, કાયાએ કરી દુષ્ટ કર્યું હોય, ઈત્યાદિ સંથારા તપના વિષે જે જે દોષ લાગ્યા હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછછામી દુક્કડં.

---

## ખમત ખામણાં.

खामेमि सव्वे जीवा सव्वे जीवावि खमं तुमे ।
मित्तिमे सव्व भुपसु वेरमझं न केणइ ॥ १ ॥

एव मइं आलोइयं निंदीयं ग्रहियं दुगंछियं ।
सव्व तिविहेणं पडिक्कंतो वंदामो जीण चोविस्सं ॥२॥

અર્થ:—સર્વ જીવને હું ખમાવું છું, તમે સર્વ જીવને ખમાવો, સર્વ પ્રાણી મારા મિત્ર સમાન છે, કોઈ વૈરી નથી. એવી રીતે પાપ આલોવીને આત્માને નીંદીને, ગર્હીને, દુગંછીને ત્રિકરણે કરી ચોવીશે તીર્થંકરને વાંદુ છું.

**ચોવીસ તીર્થંકર દેવને** સવિનય વંદન કરી ખમાવું છું, અને એ તીર્થંકર દેવના ધર્મની રૂઢી મુજબ રજોહરણ, પાત્રાં, કેશરીયો, મુહપતિ વગેરે ધર્મોપકરણ ગ્રહીને પાંચ મહાવ્રત, ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિ સહિત શ્રમણધર્મને શુદ્ધ રીતે પાળનાર એવા સાધુ મુનિરાજ જેઓ અઢીદ્વીપ માંહે વિચરે છે તેઓને સવિનય વંદન કરી ત્રિકરણ યોગે ખમાવું છું.

અઢીદ્વીપ માંહી અને અઢીદ્વીપ બહાર નવતત્વ વગેરેના જાણ, પોતાની શક્તિ મુજબ સામાયિક, પોષધ, નોકારશી વગેરે તપ તથા બે વખત પ્રતિક્રમણ કરનાર, દાન, શિયળ, તપ, ભાવ, દયા, ક્ષમા, સંતોષ અને ધૈર્યાદિક સદ્‌ગુણોથી ભરપૂર, જીન આજ્ઞા મુજબ વર્તવા શ્રાવક વર્ગમાં આગેવાન, દુઃખી દુર્બળ અને ગરીબ પ્રાણીઓ પર હમેશાં અમીની દૃષ્ટિથી જોનાર, પરધનને પથ્થર તુલ્ય ગણનાર, પરસ્ત્રી-પુરૂષ તરફ મા બેન અને પિતા પુત્રની દૃષ્ટિથી જોનાર, એવાં **શ્રાવક-શ્રાવિકાને** સવિનય વંદન કરી ખમાવું છું.

સાતલાખ પૃથ્વી કાય, સાતલાખ અપકાય, સાતલાખ તેઉકાય, સાતલાખ વાયુકાય, દસલાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચાદ લાખ સાધારણ વનસ્પતિકાય, બેલાખ બેઈંદ્રિય, બેલાખ ત્રિઈંદ્રિય, બે લાખ ચૌરેંદ્રિય, ચારલાખ નારકી, ચારલાખ દેવતા, ચારલાખ તિર્યંચ અને ચૌદલાખ મનુષ્ય એ **ચોરાશી લાખ જીવયોનિને** હણી હોય, હણાવી હોય, હણતાં પ્રત્યે અનુમોદી હોય, પરિતાપના ઉપજાવી હોય, મન વચન-કાયાના યોગ માઠા પ્રવર્ત્તાવ્યા હોય તે સર્વ દોષ ખમાવું છું.

**મારા ધર્મગુરૂ**—ધર્માચાર્ય જેઓ મહા ઉપકારી, જ્ઞાન લોચનના દાતાર, અજ્ઞાન તિમિર અને મિથ્યાત્વ કલંકના ટાળનાર, અધમ ઉધારણ, ભવ દુઃખ ભંજન અને મોક્ષ માર્ગના સાધક છે, એઓને ધન્યવાદ આપું છું. કારણ કે એઓએ મારી પશુતા ( મૂર્ખતા ) ટાળી, મારો મનુષ્યાવતાર સફળ કરી મહા મોટો ઉપકાર કર્યો છે માટે એમનું સદા કલ્યાણ હોજ્યો. અને મોક્ષ કરણીની વૃદ્ધિ હોજ્યો. મારી પાસે એવી કોઈ ઉત્તમ વસ્તુ નથી કે તે ગુરૂજીને આપી ઉપકાર વાળું. મહારાજ ! હું મહા મંદ બુદ્ધિવત. છું તેથી દુષ્ટ અને ખળજનની સંગતે ચઢી આપનો ઉપકાર માનવાને બદલે કરેલા ગુણને ઢાંકી આપના અલિક દોષ દીઠા હશે, તોપણ તેને નહિ ગણતાં મારા પ્રત્યે આપે પિતા બુદ્ધિ રાખી, મને પામરને લુંટાતો જાણી, મહા કરૂણા

આણી, પરદેશી રાજાની પેરે ધર્મોપદેશ દેઇ ન્યાલ કર્યો છે માટે આપને સવિનય વંદન કરી ચરણકમળ બહુ માને પુજવા લાયક જાણી ચરણની રજ મસ્તકે ચઢાવી સર્વ દોષ ખમાવું છું.

## મરણ વખતે કરવાનાં પચ્ચખાણ.

સંસાર વ્યવહાર ચલાવા માટે નવ જાતનો પરિગ્રહ રાખેલો છે, જેવો કે ખેત કહેતાં ઉઘાડી જમીન—ખેતરો, વાડી, બાગ, બગીચા, હોજ, કુઆરા, બેઠકો વગેરે, વથ્થુ કહેતાં ઢાંકી જમીન—ઘર, હાટ, ડેલી, મેડી, વખાર વગેરે, હિરણ્ય કહેતાં રૂપુ અને રૂપાના દાગીના, સુવર્ણ કહેતાં સોનું અને સોનાના દાગીના, ધન કહેતાં હીરા, માણેક, મોતી, પરવાળાં વગેરે ઝવેરાત તથા મોહોરબંધ નાણું, ધાન્ય કહેતાં સર્વ જાતનું અનાજ, દુપદ કહેતાં દાસ, દાસી તથા પંખી, ચોપદ કહેતાં ગાય, ભેંસ, ઘોડા વગેરે ચાર પગવાળાં જનાવર તથા ગાડી, ગાડાં, વહાણ, બોટ વગેરે વાહન, કુવિય કહેતાં ઘરવખરો—પેટી, પટારા, શય્યા, તળાઇ, હીંચોળાખાટ, વાસણકુસણ, રાચરચીલાંઃ

એ સર્વ અવસર આવે તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવેધે વોસિરાવું છું.

હિંસાકારી અધિકરણ નાળો, જંજાળો, તરવાર, ભાલા, બરછી, બંદુક, છરી, સુડી, ઘંટી, ખાંડણિયા, સાંબેલાં,

હાતરડાં વગેરે સર્વ અવસર આવે તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવિધે વોસિરાવું છું.

સંસારી કુટુંબ માતા, પીતા, ભાઈ, બેન, સ્ત્રી પુત્ર, પુત્રી વગેરે અવસર આવે તો જાવજીવ સુધી. નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવિધે વોસિરાવું છું.

આ મારૂં રત્નના કરંડિયા સમાન અતિ વહાલું શરીર, જેના ઉપર હું અતિ મમતા રાખતો હતો તે મમતા પણ અવસર આવે તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવિધે વોસિરાવું છું.

અઢાર પાપસ્થાનક તથા અસણં પાણં, ખાદીમ, સાદીમ એ ચાર પ્રકારનો આહાર અવસર આવે તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવિધે વોસિરાવું છું.

ઉપર પ્રમાણે મરણની વખતે નિયમ કરીને ચીંતવવું જે—આ મરણ વખતની સંલેખણા, ઝુસણા, આરાધના મારે સફલ હોજ્યો અને ચાર શરણાં, ચાર મંગલિક મુખે ઉચ્ચરવે કરીને સર્વ સંસારને પુંઠ દેતો થકો, આ શરીરની મમતા તજી પાદોપગમન સંથારા સહિત પંડિત મરણના પાંચ અતિચાર ટાળી કાળ અણવાંચ્છતો થકો, મરણાધીન થઉં એવું પંડિત મરણ મને હોજ્યો.

ઉપર પ્રમાણે વ્રત નિયમ સમદ્રષ્ટિ શ્રાવક શ્રાવિકાએ

ગુરૂ વચને ધારવાં અને જે ઉત્તમ હળુકર્મી અને અલ્પ સંસારી જીવ આ આલોયણા સાંભળી-વાંચી આત્માને શુદ્ધ કરશે તે આરાધિક પદ પામી સંસાર સાગર સહેલાઇથી તરશે.

## જીવરાશિ.

( પદ્માવતિ રાણીની આલોયણા રાગ—વેરાડી. )

હવે રાણી પદ્માવતી, જીવરાશિ ખમાવે,
જાણપણું જગદોહીલું, એના વેળાએ આવે.
તે મુજ મિછ્છામી દુક્કડં. ૧

ભવ અનંતાએ કરી, અરિહંતની શાખ;
જે મેં જીવ વિરાધિયા, ચોરાશી લાખ— તે મુ૦ ૨

સાતલાખ પૃથ્વી તણા, સાતે અપકાય;
સાત લાખ તેઉકાયના, સાતે વળી વાય. તે મુ૦ ૩

દસલાખ પ્રત્યેક વનસ્પતિ. ચૌદ સાધારણ,
બે, ત્રિ, ચો ઇંદ્રી જીવના, બબ્બે લાખ વિચાર. તે મુ૦ ૪

દેવતા તિર્યંચ નારકી, ચચ્ચાર લાખ પ્રકાશી;
ચૌદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી. તે મુ૦ ૫

આ ભવ પરભવ સેવિયાં, જે પાપ અઢાર;
ત્રિવિધે ત્રિવિધે, કરી પરહરૂં, દુરગતી દાતાર. તે મુ૦ ૬

હીંસા કીધી જીવની, બોલ્યા મૃખાવાદ;
દોષ અદત્તાદાનનો, મૈથુન ઉનમાદ. તે મુ૦ ૭

પરીગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ;
માન, માયા, લોભ મેં કર્યો, વળી રાગ ને દ્વેષ. તે મુ૦ ૮

કલેશ કરી જીવ દુભવ્યા, દીધાં કુડાં કલંક;
નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક. તે મુ૦ ૯

ચાડી ખાધી ચોતરે, કીધો થાપણ મોસો;
કુગુરૂ, કુદેવ, કુધર્મનો, ભલો આણ્યો ભરોસો. તે મુ૦ ૧૦

ખાટકીના ભવ મેં કીધા, કીધી જીવની ઘાત;
ચડીમારને ભવ ચરકલા, માર્યા દીનને રાત. તે મુ૦ ૧૧

માછીગર ભવ માંછલાં, ઝાલ્યાં જળવાસ,
ધીવર, ભીલ, કોળી ભવે, મૃગ પાડીયા પાસ. તે મુ૦ ૧૨

કાજી, મુલ્લાંને ભવે, પઢયા મંત્ર કઠોર;
જીવ અનેક ઝબ્બે કર્યા, કીધાં પાપ અઘોર. તે મુ૦ ૧૩

કોટવાળના ભવે મેં કિધા, આકરા કર-દંડ;
બંધીવાનને મરાવીયા, કોરડા-છડી-દંડ. તે મુ૦ ૧૪

પરમાધામીના ભવે, દીધાં નારકીને દુઃખ;
છેદન-ભેદન-વેદના, તાડન અતિ તીખ. તે મુ૦ ૧૫

કુંભારના ભવ મેં કીધા, કાચા નીંભા પકાવ્યા;
તેલી ભવે તલ પીલિયા, પાપે પિંડ ભરાવ્યા. તે મુ૦ ૧૬

હાળી ભવ હળ ખેડીયાં, ફોડયાં પૃથ્વીનાં પેટ;
સૂડ-નિંદણુ કીધાં ઘણાં, દીધા બળદ ચપેટ. તે મુ૦ ૧૭
માળીના ભવે રોપીયાં, નાનાં વિવિધ વૃક્ષ;
મૂળ-પત્ર-ફળ-ફુલનાં, લાગ્યાં પાપ અલક્ષ. તે મુ૦ ૧૮
અધોવાઇયાના ભવે, ભર્યો અદકેરો ભાર;
પોઠી-ઉંટ કીડા પડયા, ન આણી દયા લગાર, તે મુ૦ ૧૯
છીંપાના ભવે છેતર્યો, કીધા રંગણુ પાસ;
અગ્નિ આરંભ કિધા ઘણા, ધાતુવાદ અભ્યાસ. તે મુ૦ ૨૦
સુરપણે રણ ઝુઝતાં, માર્યાં માણસ વૃંદ;
માંસ-મદીરા-માંખણ ભૂખ્યાં, ખાધાં મુળ ને કંદ. તે મુ૦ ૨૧
ખાણ ખણાવી ધાતુની, અળગણ પાણી ઉલેચ્યાં;
આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સિચ્યાં. તે મુ૦ ૨૨
ઇંગાલ કર્મ કીધાં વળી, ધર્મે દવજ દીધા;
સુસમ ખાધા વિતરાગના, કુડા કોષજ કીધા, તે મુ૦ ૨૩
બિલી ભવે ઉંદર ગળ્યા, ગરોળી હત્યારી;
મુઢ મુરખ તણે ભવે, મેં જુ લીખ મારી. તે મુ૦ ૨૪
ભાડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ;
જાર-ચણા-ઘઉં સેકિયાં, પાડતાં રીવ. તે મુ૦ ૨૫
ખાંડણ-પીસણ-ગારીનો, આરંભ કીધો અનેક;
રાંધણ-શીંધણ અગ્નિનાં, પાપ લાગ્યાં વિશેક. તે મુ૦ ૨૬

વિકથા ચાર કીધી વળી, સેવ્યા પાંચ પ્રમાદ;
ઇષ્ટ વિયોગ પડાવિયા, રૂદન વિખવાદ. તે મુ૦ ૨૭
સાધુ ને શ્રાવક તણાં, વ્રત લેઇને ભાગ્યાં;
મુળ ને ઉત્તર તણાં, મુજ દુષણ લાગ્યાં. તે મુ૦ ૨૮
સાપ–વીંછી–સિંહ–ચિતરા, સકરા ને સમળી;
હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી. તે મુ૦ ૨૯
સુવાવડ દુષણ ઘણાં, કાચા ગર્ભ ગળાવ્યા;
જીવાણી ઢોળ્યાં ઘણાં, શિયળવ્રત ભગાવ્યાં. તે મુ૦ ૩૦
ધોબીના ભવ જે કર્યા, જળના જીવ સુંવાળા;
ધુળે કરી જળ રોળિયાં, દાન દેતાં નિવાર્યો. તે મુ૦ ૩૧
લવારના ભવ જે કર્યા, ઘડયાં શસ્ત્ર અપાર;
કોસ–કોદાળા ને પાવડા, ધિખ ધીખતી તરવાર. તે મુ૦ ૩૨
ગુજરના ભવ જે કર્યા, લીલા ભારા વઢાવ્યા;
પાડીને ભેલાં મેલિયાં, પાડે ઉઠી છે જવાળા. તે મુ૦ ૩૩
ઓડના ભવ જે કર્યા, કૂવા–વાવ ખોદાવ્યાં;
સરોવર ગળાવિયાં, વળી ટાંકાં બંધાવ્યાં– તે મુ૦ ૩૪
વાણિયાના ભવ જે કર્યા, કૂડા લેખ લખાવ્યા;
ઓછું આપી અધિકું લીધું, કુડાં માપ રખાવ્યાં. તે મુ૦ ૩૫
હાથીના ભવ જે કર્યા, વેલડી વલુરિયાં;
પંખી માળા ચુંથિયા, પાપે પેટજ ભરિયાં, તે મુ૦ ૩૬

કેરી ને કોઠીંબડાં, વળી લીંબુજ મોર્યાં;
શાઈ ચઢાવી શેલણે, પોતે પાપજ સિંચયાં, તે મુ૦ ૩૭

અણુગળ આધણ મેલિયાં, અણુપૂજ્યે ચૂલે;
અણુસોયા કણ ઓરિયા, તેનાં પાપ કેમ ભૂલે ? તે મુ૦ ૩૮

ભવ અનેક ભમતાં થકાં, કીધો કુટુંબ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણે શું પ્રતિબંધ. તે મુ૦ ૩૯

ભવ અનેક ભમતાં થકાં, કીધો દેહ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણે શું પ્રતિબંધ. તે મુ૦ ૪૦

ભવ અનેક ભમતાં થકાં, કીધો પરિગ્રહ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણે શું પ્રતિબંધ. તે મુ૦ ૪૧

ઈણી પેરે ઇહ ભવ પરભવે, કીધાં પાપ અખત્ર;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, કરૂં જન્મ પવિત્ર. તે મુ૦ ૪૨

હવે રાણી પદ્માવતી, કીધાં શરણાં ચાર;
સાગારી અણુસણ કર્યો, જાણપણાનુસાર. તે મુ૦ ૪૩

રાગ વેરાડી જે સુણે, એ ત્રીજી ઢાળ;
સમય સુંદર કહે પાપથી, છુટો તત્કાળ. તે મુ૦ ૪૪



# ૪. શ્રી ગૈતમ શુકનાવળી.

---

પ્રથમ પ્રશ્ન પુછનાર માણસને ગુરૂ સન્મુખ અથવા પૂર્વ, ઉત્તર દિશા તરફ મુખ રાખી બેસાડવો. પછી એક ચિત્તે ગૈતમ સ્વામીનું પાંચ વાર નામ લેવરાવવું. પછી નીચેના કોઠામાં આંગળી મુકાવવી. તે જે આંક ઉપર આંગળી મુકે તે આંક ધ્યાનમાં રાખવો. પછી તે આંકમાં ગૈતમના ત્રણ અક્ષર વધારવા. તેમાં પુછનારના નામના જેટલા અક્ષર થાય તે સર્વે ઉમેરી એકઠા કરીને તેટલામું પ્રશ્ન જોવું, કે તેનો તરત જવાબ મળશે. રમત, હાંસી-મશ્કરી માટે જોવું નહિ. આગળના આંક ઉમેર્યા વગર જોવા.

## પ્રશ્ન ચક્ર.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ |
| ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ |
| ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ |
| ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ |

૧. પ્રશ્ન—જે તમે ધાર્યું છે તે થાય તો થાય ખરૂં, કારણ કે હવે ખુશીનો વખત નજીક આવે છે. ઘણું કરીને કામ ફતેહ થશે પણ વાર લાગશે; કેમકે તમારા દિવસ ઘણા દિવસથી મધ્યમ હતા, જેથી મરજી મુજબ કામ થવું મુશ્કેલ છે. પીડા તથા ગુપ્ત ચિંતા. શત્રુતા થશે. બને તો દાન–પુણ્ય કરો. તમારા શરીરે ચાઠાંની નિશાની છે.

૨. પ્રશ્ન—તમારા પાછલા દિવસ ફીકર કરાવે તેવા હતા તે ગયા છે, ખર્ચ વિશેષ, લાભ મધ્યમ છે. હવે પ્રાપ્તિ થશે. જીવનો લાભ, ઘરમાં ખુશી થાય, આજ સુધી વિચારેલાં કામ મનમાં રહ્યાં છે, ઉંચી પદવી પ્રાપ્ત થાય, કામ સિદ્ધ થશે.

૩. પ્રશ્ન—તમારૂં કાર્ય સિદ્ધ થશે. પ્રથમ દશા મધ્યમ હતી, હવે સારી દશા આવશે. જીવની તથા લાભની ચિંતા છે, પરંતુ લાભ અધુરો થાય છે, તે દૂર થશે. કષ્ટ ગયું, ખુશીની વાત સાંભળશો.

૪. પ્રશ્ન—તમારૂં પ્રશ્ન આ સમયે કાબુની બહાર છે. ચિંતા અને કષ્ટ છે. કોઇ જીવ ગુપ્ત શત્રુતા અજમાવે છે. એક જીવ ઉપર તમને પ્યાર વધારે રહે છે, દશા મધ્યમ છે, પણ ધીરજથી થશે.

૫. પ્રશ્ન—તમારૂં પ્રશ્ન ચિંતાનું કષ્ટનું છે. ખર્ચ વિશેષ, જીવની લાલચ, ચિંતા હરવખત થયા કરે છે. કામ કાબુની બહાર છે, આસ્તેથી થશે.

૬. પ્રશ્ન—તમારી મન કામના પૂર્ણ થશે. મરજી માફક ધારેલું ફતેહ થશે. ઘણાં દિવસની ચિંતા છે, પણ ગૃહોના પ્રબળથી થવા પામી નથી.

૭. પ્રશ્ન—તમારી ધારેલી વસ્તુ ઠીક ઠીક બંધ બેસશે. ઇજ્જતનો ભય રહ્યા કરે છે. ગુપ્ત ચિંતા છે, મધ્યમ દશામાં ખર્ચ વધુ થાય છે, એક મનોરથ ગુપ્ત છે, તે બંધ બેસશે. દશા વચમાં શ્રેષ્ટ આવવાવાળી છે. ઇષ્ટ દેવનું સ્મરણ કરો. ચિંતા દૂર થશે.

૮. પ્રશ્ન—તમારી રાશી ઉપર કેટલાક ગૃહનો કોપ છે, શત્રુ ઉત્પન્ન થાય છે, મિત્રથી જુદાઇ રહે છે, કષ્ટ-કલેષ ઉત્પન્ન થાય, જેમાં પૂર્ણ લાભ હોય તો તે અધુરો મળે. એક જીવની પીપાસા. લાભ મધ્યમ છે. મધ્યમ ગૃહનો જાપ કરો, તેથી મન કામના પૂર્ણ થશે. પુત્રપ્રાપ્તિ, રાજદ્વારમાં લાભ, મિત્રથી પ્રીતિ વધશે.

૯ પ્રશ્ન—હવે દશા શ્રેષ્ટ આવનારી છે. મનકામના પૂર્ણ થશે. મનની ચિંતા પુરી થશે. કામ ફતેહ થાય, જે વિચાર કર્યો છે, તે વિચાર બંધ બેસશે. પ્રશ્ન શ્રેષ્ટ છે. ઉદ્યોગ-ઉપાય ઘણા કર્યા પણ નિષ્ફળ થયા. કાબુથી બહાર છે, ગુપ્ત લાભ થશે. ગૌતમ સ્વામીનું જાપ કરો. શ્વેત વસ્તુનું દાન કરો. મનની ઇચ્છા પૂર્ણ થશે.

૧૦. પ્રશ્ન—કામ કાબુથી બહાર છે. ધનનો ખરચ અકસ્માત, જીવની ચિંતા બહુ છે, મોટા મોટા ખરચ થાય, તમારૂં પ્રશ્ન જીવ તથા ધનનું છે. ઇજ્જતનો ભય રહે છે, ઘણી શોચના થાય છે, ઇષ્ટદેવનું સ્મરણ, ગૃહ જાપ, દાન-પુણ્યથી સુખી થશે.

૧૧. પ્રશ્ન—આ સમયે પ્રશ્ન દ્વિ સ્વભાવ છે. થાય અથવા ન થાય, જીવની ચિંતા, વંશવૃદ્ધિ, મનમાં ચિંતા, ગૌતમનું જાપ કરો. ભૂખ્યાને અન્ન આપો, સારૂં થશે.

૧૨. પ્રશ્ન—ગુપ્ત ચિંતા છે, જીવની લાલચ રહે છે, ધનથી બધાં કામ થાય છે. ધારેલું કામ થયું નથી, પણ કોઇ લાભ થશે દિવસ સારાં આવે છે, ઇષ્ટદેવનું સ્મરણ કરો.

૧૩. પ્રશ્ન—જીવ ચિંતા, મળવું મુશ્કેલ, રોજગારમાં હાની, પણ હવે વૃદ્ધિ થાય, દિવસ સારાં આવે છે.

૧૪. પ્રશ્ન—જીવની ચિંતા, કામ પરાધીન, કાબુથી બહાર, ઘણી વાતોથી શોભના થાય છે, સારૂં કામ સારી દીશામાં પ્રાપ્ત થાય છે, કામને વાર લાગશે, પણ મળશે. ઇચ્છા પૂર્ણ થશે. શ્વેત વસ્તુનું દાન કરો.

૧૫. પ્રશ્ન—ચિત્ત ચિંતાં, ઘરમાં કલેષ, ધન હાની, પીડા, દાન–ધર્મ કરો, વખત સારો આવે છે.

૧૬. પ્રશ્ન—ગુપ્ત ચિંતા, શરીરે પીડા, ધન હાની, દ્વિસ્વભાવ થાય અથવા ન થાય. લાભ રોજગાર, ત્રણ ગ્રહ પીડા કરે છે.

૧૭. પ્રશ્ન—જીવરૂપ લક્ષ્મીનું પ્રશ્ન છે. ચિંતા ઘણા દિવસની. દ્વિ સ્વભાવ છે. ચિત્તની ચિંતા ચિત્તમાં રહે છે. ઘરમાં અંધારૂં છે, એક વસ્તુ ઉપર પ્રીતિ રહે છે, પ્રયત્નથી બનશે.

૧૮. પ્રશ્ન—ઘણા દિવસનો વિચાર, ફીકર-ચિંતા, ગુપ્ત કલેષ, લાભની આશા રાખો છો, પણ વ્યર્થ જાય છે, તે પૂર્ણ થશે, પણ વાર લાગશે. બીજી વસ્તુથી લાભ થાય. રાતી વસ્તુનું દાન કરો.

૧૯. પ્રશ્ન—કાબુથી બહાર છે, રાત–દિવસ ચિંતા શોક ન કરો, કાંઇ વખતસર થશે. રોજગાર મધ્યમ, ઘણી વસ્તુની શોધ થાય છે, ઇષ્ટ દેવનું સ્મરણ કરો, વખત સારો આવશે.

૨૦. પ્રશ્ન—કામ ફતેહ થાય, ચિંતા મટે, જીવની પ્રાપ્તિ, રાજદ્વારે લાભ, ખુશી મંડળની વાત સાંભળવામાં આવે, દિવસ થોડા વખતમાં પ્રબળ થશે.

૨૧. પ્રશ્ન—પ્રશ્ન જરા મધ્યમ માલમ પડે છે. પુત્રની સગાઇ રોજગાર મધ્યમ દશામાં મુસ્કેલ હોય છે. ધનનું નુકશાન થાય છે, રાજદ્વારથી ફતેહ મુશ્કેલ છે, જે ચિંતા કરો છો તે ભંગ થાય છે, ગુપ્ત શત્રુ પોતાનું કામ બજાવી રહ્યા છે, ઇષ્ટદેવનું હાલ સ્મરણ કરો.

૨૨. પ્રશ્ન—તમારું મનોરથ સિદ્ધ થશે. શ્રેષ્ટ દશા આવવાવાળી છે. ગમે તે તરફનો લાભ મળે. રાજદ્વારમાં ફતેહ થાય, મનોરથ સિદ્ધ થાય, શ્વેત દાન કરો. ઉતાવળું કામ થશે.

૨૩. પ્રશ્ન—હવે શું કરવાને ફીકર કરે છે, લાભ મળવાની તૈયારી થઇ છે. મનોરથ સિદ્ધ થશે. એક ફીકર તારા મનમાં ભારે છે, ખરચ વિશેષ, ધન થોડું, પણ ચિંતા ન કરો. ધારેલું કામ સિદ્ધ થશે. દાનપુણ્ય કરો. વિઘ્ન નહિ થાય.

૨૪. પ્રશ્ન—તમારા ઉપર ગુપ્ત શત્રુ કામ બગાડી રહ્યો છે, લાભ આવેલો જાય છે. ઇજ્જતનો ભય રહે છે, રોજગારમાં હાનિ થાય છે, ધીરજથી કામ કરો, દશા મધ્યમ છે.

૨૫. પ્રશ્ન—વખત તમારે માટે બારીક છે, માટે ઇષ્ટદેવનું સ્મરણ કરો, એકદમ ધારેલું કામ નહિ થાય. ધીરજથી થશે. ચિંતા ન કરો.

૨૬. પ્રશ્ન—સારા દિવસ આવવાની તૈયારી, વંશવૃદ્ધિ, ઘણા

દિવસની ચિંત્તા દૂર થશે. પીળી વસ્તુનું દાન કરો, કામ જલદી થશે.

૨૭. પ્રશ્ન—કામમાં વાર થશે. કલેષ-ચિંતા થાય છે. એક મિત્રથી પ્રીતિ ઘણી થઇ છે. સાથે શત્રુ પણ તૈયાર છે, એક જીવની અભિલાષા છે. ઇષ્ટદેવનું સ્મરણ કરવાથી લાભ થશે.

૨૮. પ્રશ્ન—ખરચ વિશેષ, લાભ ઓછો, જીવ ઉપર ધ્યાન, સારૂં થશે, ધન ઘણી વખત પછી પ્રાપ્ત થાય, મિત્ર પર પ્રીતિ આગળ ઉપર વધે.

૨૯. પ્રશ્ન—તમારી બુદ્ધિ ભમતી રહે છે, ધર્મપર કાંઇક પ્રીતિ ઓછી થઇ છે, ધર્મ પર પુર્ણ આસ્થા રાખો. આશા પુર્ણ થશે, ચિંતા ન કરો.

૩૦. પ્રશ્ન—ધારેલું કામ સિદ્ધ થાય. લાભ મળે. ખુશીખબર સાંભળવામાં આવે, આવક મધ્યમ, ખરચ વધારે, ભાગ્યોદય થવાની તઇયારી, ઇષ્ટદેવનું સ્મરણ કરો.

૩૧. પ્રશ્ન—તમારા કામમાં વિલંબ થશે. હાલ ઠીક નહિ થાય. દશા હાનિકારક છે. કાંઇક વાતની ચિંતા છે. જીવ, ધન તરફથી કષ્ટ છે. હંમેશાં સત્ય બોલવાનો પ્રયત્ન કરો. જૂઠ બોલવાનું ત્યાગ કરો. કામ ઉતાવળથી થશે.

૩૨. પ્રશ્ન—તમારૂં પ્રશ્ન ઘણુંજ શ્રેષ્ટ છે. તમે કોઇ જાતની ચિંતા ન કરો. બુદ્ધિ ભ્રમણ થઇ જાય છે. પણ ફિકર ન કરો. ધન સુખ મળશે. પીડાનો વખત દૂર ગયો. એકાએક વગર ધારેલી ખુશી પ્રાપ્ત થશે. ગૌતમ સ્વામીનું હંમેશ ધ્યાન કરો.

૩૩. પ્રશ્ન—તમારૂં પ્રશ્ન દ્વી સ્વભાવ છે, થાય તો થાય, કનિષ્ટ દિવસ ગયા, શ્રેષ્ટ દિવસ આવવાવાળા છે. કાર્ય ફતેહ થશે. ચિંતવો છો તે મળશે, પણ વાર લાગશે. દિવસ ઘણા મધ્યમ, હાલ શત્રુ, ચિંતા, દાનપુણ્યથી નાશ થશે.

૩૪. પ્રશ્ન—તમારા પાછલા દિવસ ફીકરથી છુટયા છે, ખરચ વિશેષ, લાભ મધ્યમ, હવે પ્રાપ્તિ વખત નજીક આવે છે, ખુશીની વાત સાંભળશો. દાન-પુણ્ય ઉપર વધુ લક્ષ રાખો.

૩૫. પ્રશ્ન—તમારૂં કામ સિદ્ધ થશે. શ્રેષ્ટ દશા આવવાની તૈયારી છે, જીવ ચિંતા, ઉદ્યોગ વિશેષ, પણ લાભ અધુરો રહે છે, હવે ફીકર દૂર થશે. શ્વેત વસ્તુનું દાન કરો. જેથી કાર્ય તાકીદથી થશે.

૩૬. પ્રશ્ન—તમારૂં કામ કાબુથી બહાર છે. કષ્ટ, ચિંતા, જીવ શત્રુતા ગુપ્ત રહે છે, દશા મધ્યમ, અનેક પ્રકારની હાની, શોષના થયા કરે છે પણ હવે ચિંતા દૂર થશે. લાલ અથવા પીળું દાન કરો, ઇષ્ટ દેવના નામની માળા દરરોજ ફેરવો.

૩૭. પ્રશ્ન—તમારૂં પ્રશ્ન ચિંતારૂપ કષ્ટનું છે. ખરચ વિશેષ, જીવની લાલચ, જીવ ચિંતા, ઉદ્વેગી ચિત્ત, કામ કાબુથી બહાર, બીજા માણસોના હાથમાં, દશા મધ્યમ, કાર્ય વિલંબથી થશે. ચિંતા દૂર કરો, ગૌતમ સ્વામીની માળા ફેરવો.

૩૮. પ્રશ્ન—કામ પૂર્ણ થશે. ધારેલી વસ્તુ મળશે. ચિત્ત વ્યાકૂળ રહે છે, દશા મધ્યમને લીધે ચિત સ્થિર કરો, ઇષ્ટ દેવ ઉપર આસ્તા, કામ સિદ્ધ થશે.

૩૯. પ્રશ્ન—તમારૂં કામ ઠીક ઠીક થશે. ઇજ્જતનો ભય રહ્યા કરે છે. શુભ ચિંતા, મનોરથ સિદ્ધ ક્યારે થશે તે ઉતાવળ કરો છો, કામ થશે. અન્ન દાન કરો.

૪૦ પ્રશ્ન—તમારા ગ્રહ હાલ મધ્યમ છે. લાભને ઠેકાણે શત્રુતા પેદા થાય છે. મીત્રોથી વિરોધ થાય છે. આવેલો લાભ જાય છે. હંમેશાં ગૌતમ સ્વામીનું સ્મરણ કરો. લાલ વસ્તુનું દાન કરો.

૪૧. પ્રશ્ન—તમારી દશા હાલ શ્રેષ્ઠ આવવાવાળી છે. મન કામના પુર્ણ થશે. ચિંતા દૂર થશે. મીત્રથી પ્રીતિ વધશે. દશા ઘણા દિવસથી મધ્યમ હતી. હવે શ્રેષ્ટ થશે. હજી કામ કાબુથી બહાર છે, પણ સારી વાત સાંભળશો.

૪૨. પ્રશ્ન—કામ કાબુથી બહાર, ધન-ખરચ વિશેષ. જીવ ચિંતા ઇજ્જતનો ખ્યાલ મોટો, ખરચ નજર ઉપર તરી આવે છે. જીવ તથા ધનનું પ્રશ્ન છે. ઇજ્જતનો ભય રહે છે, ધર્મ ધ્યાનથી આરામ થશે. ચિંતા દૂર કરો.

૪૩. પ્રશ્ન—હ્રી સ્વભાવ મળે અથવા ન મળે, ધીરજ રાખો, ધર્મ કરો, કામ ફત્તેહ થશે, પણ વખત લાગશે, જીવ ચિંતા, વંશ વૃદ્ધિ. ઉપાય, દાન પુણ્ય જાપથી મનોરથ સિદ્ધ થશે.

૪૪. પ્રશ્ન—આ વખતનું તમારૂં પ્રશ્ન ગુપ્ત ચિંતાનું હોવું જોઇએ, પણ ધનથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે, રોજગાર મધ્યમ. લાભ પ્રાપ્ત થશે, ઝગડો મટશે, ચિંતા કલેશ દુર થશે, પણ વખત લાગશે, ઇષ્ટ દેવનું સ્મરણ કરો.

૪૫. પ્રશ્ન—જીવ ચિંતા, દશા મધ્યમ, રોજગારની હાની, દાન પુણ્ય ઉપર વિશેષ જોર રાખો, વખત સારો આવશે. ચિંતા દૂર થશે.

૪૬. પ્રશ્ન—જીવ ચિંતા, કામ પરાધીન, કાબુથી બહાર, ઘણા પ્રયત્ન કરો છો, કામ વિલંબથી, ઇચ્છા પૂર્ણ થશે. જીવ પ્રાપ્તિ થશે. સંદેહ મટશે. દયાનું કામ કરો.

૪૭ પ્રશ્ન—ચિત્ત ચિંતા, દશા કેટલોક વખતથી મધ્યમ ચાલે છે, ધન હાની, લાભ મધ્યમ, કલેષ, ચિંતા નુકશાન થાય છે, પણ સર્વે દૂર થશે. ઇષ્ટ દેવનું સ્મરણ કરો.

૪૮. પ્રશ્ન—ગુપ્ત ચિંતા, ધન હાની, પીડા, વિદ્યા લાભ જાણો, શોષ ન કરો, ગૃહજાપ કરો, આનંદના દિવસ આવશે.

૪૯. પ્રશ્ન—જીવરૂપ લક્ષ્મી, ચિંતા, દૃઢ સ્વભાવ છે, થાય તો હાલ થાય નહિ તો કેટલાક વખત પછી થાય. ચિંતવેલા ઉપાય વ્યર્થ થાય છે, પણ હવે શાન્તિનો વખત નજીક આવ્યો છે. લાલ વસ્તુનું દાન કરો.

૫૦ પ્રશ્ન—ઘણા દિવસની ચિંતા, જીવ પ્રાપ્તિ, ફીકર, ધનનું કામ, કલેષ રહે છે, લાભ થશે, શોચના દૂર કરો, ગૌતમ સ્વામીની માળા ફેરવો. સુખ થશે.

૫૧ પ્રશ્ન—તમારૂં કામ કાબુથી બહાર છે, રાત્રિ દિવસ ચિંતા થયા કરે છે, પણ તે ચિંતા નકામી, રોજગાર મધ્યમ. માઠી દશામાં ખોટા વિચાર આવે, દાન પુણ્ય-ઉપર શ્રદ્ધા રાખો. સારૂં થશે.

૫૨. પ્રશ્ન—તમારૂં કામ ફતેહ થશે. ચિંતા મટશે; જીવની

ાપ્તિ, રાજદ્વારમાં લાભ. મિત્રથી પ્રિતિ, શ્વેત વસ્તુનું દાન કરો.

૫૩. પ્રશ્ન--પુત્ર પ્રાપ્તિ, રોજગાર મધ્યમ, કેટલીક મુશીબત, ાન નુકશાન, રાજદ્વારથી ક્લેશ. જીવની ચિંતા રહે છે ગૌતમ ્વામીનું સમરણ કરો.

૫૪. પ્રશ્ન--કાર્ય સિદ્ધ થશે, ગઇ ચીજ મળશે. રોજગારમાં લાભ, જીવ પ્રાપ્તિ, પીળી વસ્તુનું દાન કરવાથી વિઘ્ન નાશ થશે,

૫૫ પ્રશ્ન--કાર્ય સિદ્ધ થશે, ખરચ આવશે, ધન પાસે વધારે નથી, પણ ફીકર ન કરવી. શ્વેત વસ્તુનું દાન કરવાથી સારૂ થશે.

૫૬ પ્રશ્ન—કામ થવાની તૈયારી છે. શત્રુ મિત્ર થયો છે. ખુશીનો વખત આવશે. સાંઝે ગૌતમ સ્વામીની માળા ફેરવવી.

૫૭. પ્રશ્ન—ખરાબ દિવસ ગયા ને સારા આવવાની તઇયારી છે, ધન ખર્ચ વિશેષ થાય છે, ફીકર ન કરવી, ગૃહ જાપ કરવો. શાન્તિ થશે.

૫૮. પ્રશ્ન—દિવસ સારા આવશે. ખરચ વિશેષ, ચિત્તમાં ભય, ધાર્યું કામ થતું નથી. વંશ વૃદ્ધિ, ગુપ્ત દાન કરવાથી સારૂં થશે.

૫૯. પ્રશ્ન—ધાર્યા પ્રમાણે કામ થતાં વાર લાગશે. ચિંતા રહ્યા કરે છે, શતરૂ પોતાનું ગુપ્ત કામ કરે છે. દાન કરવું. ચિંતા મટશે.

૬૦. પ્રશ્ન—દિવસ માઠા. ખરચ વિશેષ. લાભ ઓછો. જીવ

તરફ વધારે ધ્યાન. વિચારીને કામ કરવું. પીળી વસ્તુનું દાન કરવું ગૌતમ સ્વામીની માળા ફેરવો. સારૂં થશે.

૬૧. પ્રશ્ન—ધર્મ અર્થે મન ચોંટતું નથી, ચિંતા ન કરો. ધર્મથી સૌ સારૂ થશે. એક કામમાં લાભ છે. ગૌતમ સ્વામીની માળા ફેરવો. શ્વેત વસ્તુનું દાન કરવું તેથી સારૂં થશે.



આ પુસ્તક મુંબઇમાં નીચેને ઠેકાણેથી મળશે.

શ્રી જૈન સ્થાનકવાસી વિદ્યાલય

સી. પી. ટેંક રોડ નં. ૫૩-૫૭.

મુંબઈ.